

જાણ્યું કે અસુર તદ્દન મુગ્ધ થઈ ગયો છે એટલે મોહિ-
નીએ ચાલાકીથી નાચ કરતી હોય તેમ પોતાનો
હાથ માથે આણ્યો ( જુઓ પાનું ૧૫. )

# હીપ્નોટીઝમ

યાને

# મોહિની વિદ્યા.

---

લેખક,

[illegible] યોગેશ.

શાન્તાક્રુઝ.

---

પ્રસિદ્ધ કર્તાઓ.

ડી. લખમીદાસ એન્ડ કું.

કોટ—મુંબઈ.

સંવત ૧૯૭૬.

# પ્રસ્તાવના.



ગર્વી ગુજરાતી ભાષામાં આ વિષય ઉપર પુસ્તકો જુજ છે, અને તે પણ સમજાય એવી ભાષામાં નથી. આનું કારણ એ હોવું જોઇએ કે આવી ગુપ્ત વિદ્યામાં રસ લેનારા ગુજરાતમાં ઘણા થોડા છે. "મોહિની-વિદ્યા" એક લોકોપયોગી વિદ્યા છે અને એ વિદ્યાનો અભ્યાસ, કંઇ નહિ તો એ વિષેનું સામાન્ય જ્ઞાન, પ્રત્યેક મનુષ્યને આવશ્યકીય છે. આપણામાં ઘણા શખ્સો એવા પણ હશે જેમને આવી વિદ્યાઓ શીખવાનો શોખ હોય પરંતુ એકાદ આવા સરળ પથપ્રદર્શક પુસ્તકના અભાવને લીધે તેઓનો શોખ પૂરો થતો ન હોય. સાધારણ દષ્ટિએ આ પુસ્તક સાર્વજનિક ઉપયોગનું છે અને અભ્યાસની દૃષ્ટિએ એ વિષયમાં રસ લેનારા માટેજ આ પુસ્તક લખાયેલું છે. ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક નવિન પ્રકારની પ્રગતિ છે, જેમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થાઓ એવું ઇચ્છી, હું અત્રે વિરમીશ.

થોડાક વખત અગાઉ હું બહારગામ ગયેલો હોવાથી પહેલા એક બે ફોરમોના પ્રુફો તપાસવાનું બની શક્યું નથી એટલે ઘણી ભૂલો રહી ગઇ છે, જે વાંચકો સુધારીને વાંચશે એવી આશા છે.

સાન્તાક્રુઝ.
તા. ૨૧-૧૧-૧૯૧૯.

લી० વિનીત.
યોગેશ.

મારા સ્વર્ગસ્થ
માતાપિતાને આ પુસ્તક સાદર
અર્પણ કરું છું.

# હીપ્નોટીઝમ
## યાને
# મોહિની વિદ્યા.

## પ્રકરણ પહેલું

### હું હીપ્નોટીઝમ કેમ શીખ્યો.

અમુક સંયોગવસાત્ મારે પુને જવાનું થયું. હું તે શહેરનો તે સમયે અજાણ્યો હતો. મારા એક અંગત મિત્રને ત્યાં રવિવારપેઠમાં હું ઉતર્યો. નવી જૂની કહ્યા અને સાંભળ્યા પછી મને બધું ઘર જેવું ભાસવા લાગ્યું. એકદા મને તેની સાથે બુધવાર પેઠમાં જવાનો યોગ પ્રાપ્ત થયો.

એક જૂના બે માળના બેઠા ઘાટના મકાન સમીપ અમે જઇ પહોંચ્યા. અમે પહેલે માળે ગયા અને ત્યાં એક મનુષ્ય સાથે મારા મિત્રે થોડીક વાતચીત કરી. પછી અમે બીજે માળ ચઢયાં. માળની ઉચ્ચાઇ બહુ ન્હોતી. આથી અમારાથી ઉભી શકાય તેમ ન્હોતું.

અત્રે બન્ને પેલા ત્રીજા મનુષ્ય સાથે, જમીન ઉપર એક બિમાર આદમીની પથારી પાસે બેઠા. મારા મિત્રે પેલા મનુષ્યને આજારીની તબીયતના સમાચાર પૂછયા અને તેનો જવાબ સાંભળી આંતરિક સંતોષ દર્શાવ્યો. બે ચાર પળો તો તદન શાંતિ પ્રસરી રહી. જરાક ઉચ્ચાઇએ આવેલા છાપરા તરફ દૃષ્ટિ ફેંકતા મને ઘૃણા ઉપજી. હવાની આવજા માટે બીલકુલ સગવડ ન્હોતી અને મને ખૂબ પસીનો છૂટવા લાગ્યો. આવી જગ્યામાં તંદુરસ્ત આદમી બિમાર થઇ જાય તો પછી બિમાર તો કયાંથી સાજા થાય ? આખરે મારા મિત્રે શાંતિનો ભંગ કર્યો અને બિમારને કંઈક કાનમાં કહ્યું અને પાણી મગાવ્યું. પાણી આવ્યું. મારો મિત્ર ઉભો થયો અને લાંબા હાથ કરી વાંકો વળી, પોતાના હાથ બિમારના શરીર ઉપરથી પસાર કરવા લાગ્યો. મને બધું વિચિત્ર લાગ્યું! પળવારમાં બિમાર ઉંઘી ગયો. હું સમજ્યો કે મારા મિત્રના હાથથી ઉદ્ભવેલા પવનને લીધે તે ઉંઘી ગયો હશે પણ થોડી વાર પછી મારા મિત્રે તો તેની સાથે વાતો કરવા માંડી, બિમારની આંખો બંધ હતી છતાં તે મારા મિત્રના સવાલના જવાબો આપ્યો જતો હતો. મારી અજાયબીનો પાર રહ્યો નહિ ! મને કંઇક પૂછવાનું મન થયું અને જરાક જીભ ઉપાડવા જઉં ત્યાં તો મારા મિત્રે મને ચૂપ રહેવા ફરમાવ્યું. આવી તેની વર્તણુકથી

મને ખોટું લાગ્યું અને કાંઇક નવિન પ્રકારના વિચારો મારા મગજમાં ઘુમવા લાગ્યા. હું ગુંચવાડામાં પડયો અને આ બધું શું થતું હતું તે વિષે સત્ય કલ્પના હું કરી શકયો નહિ. આખરે થાકી જવાથી, બહાર નિકળ્યા પછી મારા ગુંચવાડાનો ઉકેલ કરવા મારા મિત્રને અરજ કરવી એવો મેં નિશ્ચય કર્યો.

મારા મિત્રે વળી પોતાના હાથોની વિચિત્ર ક્રિયા ચાલુ કરી અને પેલા મનુષ્યે આણેલા પાણીમાંથી થોડુંક પોતાના હાથમાં લીધું. તે બોલવા લાગ્યોઃ—

"આ ઔષધ ઘણું અસરકારક છે. તું આ પીશે કે તારૂં દરદ નષ્ટ થશે. તું સાજો થશે." વિગેરે.

આટલું કહી તેણે તે પાણી બિમારના મોંમાં રેડયું અને પોતાના આગળના શબ્દો પુનઃ ઉચ્ચાર્યા. થોડીક પળ તે બિમાર તરફ નિહાળી રહ્યો અને વળી આંતરિક સંતોષ અનુભવતો તે નિરાંતે બેઠો. પળવાર પછી તે પુનઃ બોલ્યો, "હવે હું એક, બે અને ત્રણ બોલીશ. 'ત્રણ' એ બોલતાં વેંત તું જાગી જઇશ." તે બોલ્યો, "એક, બે અને ત્રણ," 'ત્રણ' કહેતાંની સાથે બિમારે પોતાની—આંખો ઉઘાડી અને આજુબાજુ દૃષ્ટિ ફેરવી. હું તેના તરફ આશ્ચર્યપૂર્વક જોઇ રહ્યો અને તે શું બોલે છે તે સાંભળવા આતુરતાપૂર્વક રાહ જોવા લાગ્યો પણ મારી આતુરતા સફળ

થઇ નહિ. બિમાર તો બોલ્યોજ નહિ પરંતુ મારો મિત્ર બોલ્યો અને પુનઃ બિમારને દિલાસો આપ્યો અને પેલા મનુષ્યની, વળી બીજે દહાડે આવવાનું કહી રજા લીધી. અમે ચાલતા થયા.

લાંબા કાળ પછી કેદખાનામાંથી કે એક અંધારા ભોંયરામાંથી અમુક કેદીને છૂટો કરી. છૂટ પવનવાળા બગીચામાં લઇ જવામાં આવે તો જે આનંદ તે કેદી અનુભવે તે આનંદ હું અનુભવવા લાગ્યો, મારા મિત્ર સાથે અન્તે હું એકલો પડયો અને સર્વ ગુહ્યનો સ્ફોટ કરવા મેં તેને વિનવ્યું. તેણે ઘણી આનાકાની કરી અને કંઇક અમૂલ્ય અથવા પ્રિયતમ વસ્તુ મને આપી દેવી પડતી હોય તેમ તેનું દિલ કોચવાવા લાગ્યું. મારી આતુરતાએ તેના દિલની સ્થિતિને ગણકારી નહિ અને મેં વળી વધુ દબાણ કર્યું. અન્તે તે બોલ્યો, “ભાઇ! એમાં તું સમજે નહિ. એ તો ‘હીપ્નોટીઝમ’ થતું હતું અને તેથી દરદ સાજા થાય છે.” બસ ખલાસ. જાણે. વધારે બોલાઇ જવાતું હોય તેમ મારો મિત્ર એકાએક બોલતો અટકી ગયો, સમય વર્તી હું વધારે બોલ્યો નહિ કારણ કે તેના શબ્દોએ મારૂં મન રોકયું હતું. વાંચક! ‘હીપ્નોટીઝમ’ શબ્દજ તે દહાડે મેં પ્રથમ સાંભળ્યો પરંતુ અજાયબીની વાત તો એ છે કે તે શબ્દ સાંભળ્યા પૂર્વે મેં ‘હીપ્નોટીઝમ’નો પ્રયોગ તો જોઈ વાળ્યો હતો!

આશ્ચર્ય-સમુદ્રમા મારૂં મન-નાવ ડોલવા લાગ્યુ. એ નવિન શબ્દે મારૂં મગજ ભમાવી દીધું. તે દિવસથી મેં એ-'હીપ્નોટીઝમ' વિષે બને તેટલું જાણવાનો અંતઃકરણપૂર્વક પ્રયાસ આદર્યો. આ પ્રમાણે વિચારોનું આંદોલન મારા મગજમાં થતું હતું ત્યાં અમે ઘર પાસે જઇ પહોંચ્યા અને રાત્રિ પડી જવાથી અમે પથારીમાં પડયા.

બીજા દિવસની સવાર પછી હું વારંવાર મારા મિત્રને કંટાળો આપતો અને 'હીપ્નોટીઝમ' વિષે બધું સમજાવવા તેને કહ્યા કરતો. કોણ જાણે શું કારણ હતું પણ તેણે કદાપિ સ્વેચ્છાપૂર્વક મને કંઇ શીખવ્યું નહિ. હું ઘણીવાર તે વિષય બાબતના પુસ્તકોની માહિતી તથા નામ આપવા કહેતો પણ તે પણ તેણે કર્યું નહિ. જેમ જેમ તે આનાકાની કરતો તેમ તેમ મારી આતુરતા વૃદ્ધિંગત થતી ગઇ. તે બનતાં સુધી મને તે વિષય ઉપર વાત કરતા અટકાવતો અને જાણે કે તે કંઇ અતિ ગુહ્ય વિદ્યા હોય એવી તેની માન્યતા હતી એમ મને લાગતું. આથી મને તે વિષયથી દૂર રાખવા કરતાં સમીપ ખેંચતો હતો તે તેને થોડીજ ખબર હતી.

વળી એક પ્રસંગ મળ્યો, જેનાથી મારી આતુરતાને કંઇક દિલાસો મળ્યો. એકદા હું મારા તેજ મિત્ર સાથે એક મહારાજ પાસે ગયો. અમે ત્યાં જઇ

મહારાજને પગે લાગી ભુમિ ઉપર બેઠા. હું તેમનાથી અપરિચિત હોવાથી, મહારાજશ્રીએ હું કોણ હતો તે જાણવા પ્રશ્ન કર્યો. મારા મિત્રે મારી ઓળખાણ કરાવી. થોડી વાર આડાઅવળા ગપ્પા માર્યા પછી મને પ્રિય એવા વિષય (હીપ્નોટીઝમ) ઉપર વિવેચન ચાલ્યું. મારા મિત્રે તે બાબતમાં શું શું વધારે જાણ્યું હતું અને શા શા નવિન પ્રયોગો કર્યા હતા તે વિષે મહારાજશ્રીએ પૂછ્યું. મારા મિત્રે અર્ધોએક કલાક વાતચિત કરી. પછી બીજા થોડાક માણસો આવ્યા. બધા મળી ઓરડામાં આસ્તે-આસ્તે પંદરેક આદમીયો થઈ ગયા. વાતો કરતાં એક માણસે આતુરતા બતાવી કે મહારાજશ્રીએ થોડાક 'હીપ્નોટીઝમ'ના પ્રયોગો કરી બતાવવા. બે ચાર બંજાએ તથા મેં સમ્મતિ બતાવી અને મહારાજશ્રીએ હા પાડી એક છોકરાને ચૂંટી કાઢયો. પ્રયોગની તૈયારી થઈ.

અગાઉ વર્ણવ્યા પ્રમાણે મારા મિત્રની માફક મહારાજશ્રીએ છોકરા ઉપર 'હીપ્નોટીઝમ' ચલાવ્યું પણ મારા મિત્રને વખત લાગ્યો હતો તેના કરતાં થોડા સમયમાં તેમણે છોકરાને ઉંઘાડી દીધો. તેને 'ઘસઘસાટ ઉંઘવાની,' 'ગાઢનિદ્રાવશ થવાની' વિગેરે સૂચનાઓ આપવામાં આવી. હું તો આ બધું એકી નજરે જોતો હતો અને એક ચિત્તે સાંભળતો હતો. છોકરો અત્યંત નિદ્રાવશ થયો એટલે મહારાજશ્રીએ જાતજાતની

ગમ્મતો આદરી. ઘડીમાં તેને બૈરી કહે અને હાથમાં ચોપડી આપીને કહે કે તે તેનું છોકરૂં છે તો તે છોકરો હૂબેહૂબ બૈરીની ભૂમિકા ભજવતો અને પોતાના છોકરાંને (પુસ્તકને) રમાડતો. નવટાંક જેટલું મીઠું મંગાવવામાં આવ્યું અને તેને મહારાજશ્રીએ કહ્યું કે તે સાકર છે અને ખાઇ જવાનું કહ્યું. છોકરો આનંદથી સાકર (મીઠું) ખાવા લાગ્યો. બધાએ હસાહસ કરી મૂકી અને હું પણ હસ્યો. પરંતુ મને યાદ આવ્યું કે વખતે છોકરો જાગી જાય એટલે બધાને ચૂપ રહેવા મેં નાકે આંગળી મૂકી.

મારૂં આવું વર્તન જોઇ બધા વળી વધારે હસી પડયા. આનુ કારણ હું કંઇ સમજ્યો નહિં. મારા મિત્રને મેં પૂછ્યું તો તેણે જણાવ્યું “ છોકરો હવે “ હીપ્નોટાઇઝ્ડ ” થયેલો છે એટલે આપણે બોલીએ, હસીએ કે બહારનો કોઇ અવાજ થાય તે તે સાંભળે નહિ. તે તો માત્ર મહારાજશ્રીનાજ શબ્દો સાંભળે અને તેના તથા તેમના આત્માનીજ એકતા થાય. મહારાજની આજ્ઞા પ્રમાણે તે કરે.”

આવું ગૂઢ રહસ્ય સાંભળી હું તો ખૂબ તાજુબ થયો અને ‘ હીપ્નોટીઝમ ’ શીખવાની મારી ઉત્કંઠા વળી વધી અને મજબૂત થઇ. ગમે તે પ્રકારે–તે શીખવાનો મારો નિશ્ચય દૃઢ થયો. પછી મહારાજશ્રીએ છોકરાના ચ્હેરા ઉપર રૂમાલ હલાવ્યો અને

છોકરો તરતજ જાગી ઉઠયો. ઉઠીને તેણે હાથ મોં ધોયા અને જાણે કંઇજ ન બન્યું હોય તેમ તે પોતાની જગ્યાએ બેઠો અને મહારાજશ્રીએ પણ બીજી બીજી વાતો ચલાવી. થોડીક વાર પછી બધા વિખેરાયા. અમે ઘર ભણી ચાલ્યા.

પેલો છોકરો પણ અમારી સાથે હતો. મેં તેને પૂછયું કે મહારાજશ્રીએ તેના ઉપર શું શું કર્યું હતું. તેણે કહ્યું, " કંઇ નહિ " વાસ્તવિક રીતે તેને કંઇ યાદ ન્હોતું. બધું તેની બેભાન અવસ્થામાં થયેલું હોવાથી તેને કંઇ ખબર રહી ન્હોતી. પરંતુ જ્યારે બધું બનેલું મેં તેને કહી સંભળાવ્યું ત્યારે તેની ઝાંખી યાદી તાજી થતી જણાઇ. છતાં પોતાની મેળે તે કંઇ વર્ણવી શકયો નહિ. માત્ર મારી મદદથી તે કંઇ કંઇ યાદ કરી શકયો.

આ એક નવી નવાઇ મારા અભ્યાસ-બાબતમાં ઉમેરાઈ. વિષય શીખવા માંડયો ન્હોતો પરંતુ વાસ્તવિક રીતે તે વિષય શીખવાનો કયારનો આરંભ થઇ ગયો હતો. અનુભવ એ મોટામાં મોટી નિશાળ છે. અને ' હીપ્નોટીઝમ ' જેવા ગૂઢ વિષયો માત્ર પુસ્તકો ઉપરથી કદાપિ શીખાય નહિ. અનુભવ વિના તે વિષય મગજમાં ઉતરે તેવો નથી પરંતુ સદ્ભાગ્યે મને પ્રથમ અનુભવ થયો અને પછીજ પુસ્તકો વાંચવાની તક મળી.

છોકરાનું ઘર આવતાં તે છૂટો પડયો અને યોગ્ય સમયમાં હું પણ મારા મિત્ર સાથે ઘેર પહોંચી ગયો.

પુનઃ હું મારા મિત્રને રંજાડવા લાગ્યો અને કોઇ પુસ્તકોના નામો આપવા કહેવા લાગ્યો. તે પોતાનું હૃદય અતિશય દૃઢ રાખી શકયો નહિ એમ હોય કે મારી કસોટી કરવાથી શીખવાની મારી તીવ્ર ઉત્કંઠા જોઇને તેણે આખરે એક પુસ્તકની ભલામણ કરી. તે પુસ્તકનું નામ, "The practical Haypnotism" by-Hashnu Hara." નામ મળતાં વેંત મેં મુંબાઇ રહેતા મારા એક મિત્રને પત્ર લખી પુસ્તક મંગાવી લીધું. પુસ્તક આવ્યું અને હું અત્યંત ઉત્સાહથી વાંચન કરવા લાગ્યો, ન સમજાય તે મારા મિત્રને પૂછતો કારણ કે શનૈઃ શનૈઃ તે મને સમજાવતો થયો હતો. એ નાનકડી ચોપડીમાં ઘણી માહિતી છે અને દરેક શરૂઆત કરનારે એ વાંચવાની ખાસ કાળજી લેવી. ટૂંકામાં–સંપૂર્ણ માહિતી 'હીપ્નોટીઝમ' ઉપર જો કોઇ પણ પુસ્તકમાં આપી હોય તો તેજ પુસ્તક છે. તેનું કદ જો કે નાનું છે પણ જ્ઞાનનો ભંડાર જોતાં મૂલ્ય ઘણું ઓછું છે. માત્ર એક રૂપીયો મૂલ્ય છે.

આ પુસ્તક વાંચી રહ્યા પછી મને એક પ્રયોગ કરવાની ઇચ્છા થઇ. મારા મિત્રને મેં પૂછયું અને તેણે મને કહ્યું, "હમણાં 'હીપ્નોટીઝમ'નો નહિ પણ માત્ર 'મેગ્નેટીઝમ'નો પ્રયોગ કરો."

મેં પૂછયું, "મેગ્નેટીઝમ વળી શું છે?"

તેણે ખુલાસો કર્યો અને તે અનુસાર મેં એક છોકરાને મારી સામે બેસાડયો. તેને મેં પોતાના હાથના આંકડા વાળવા કહ્યું અને સજ્જડ દાબી રાખવા કહ્યું. અત્રે ધ્યાન રાખવાનું છે કે 'હીપ્નોટીઝમ'ના પ્રયોગો ઉંઘાડીને કરાય છે જ્યારે આ જાગૃતાવસ્થામાં થાય છે. તે છોકરાને એકચિત્ત થવા મેં કહ્યું અને મારામાં સંપૂર્ણ શ્રદ્ધા મૂકવા કહ્યું. મેં તેના આંકડા વાળેલા બન્ને હાથ મારા હાથમાં લીધા અને જરા દાબી સૂચન (Suggestion) આપ્યું કે તેના હાથ સજ્જડ ચોંટી જશે અને મારા કહ્યા વિના ગમે તેટલો પ્રયાસ કર્યા છતાં ઉઘડશે નહિ. આ પ્રમાણે મેં પાંચ સાત મિનીટ સૂચનાઓ આપ્યાં કરી અને ધારેલી અસર તે છોકરાના હાથ ઉપર થઇ એવી ખાતરી થવાથી મેં બોલવું બંધ કર્યું. પછી હું બોલ્યો, "તારા હાથો ઉઘાડ! ગમે તેટલી મહેનત કરશે તો પણ ઉઘડનાર નથી. મારા હુકમ વગર નહિ ઉઘડે."

છોકરાએ ઘણી મહેનત કરી પણ વ્યર્થ. તે ઉઘાડી શકયો નહિ પછી હું તો આનંદમાં ગર્ક થઇ ગયો અને તેના હાથ ઉઘાડવાના છે તે તદ્દન વિસરી ગયો. તે છોકરો બોલ્યો "હવે તો હાથ ખોલવા દો." જાણે મારા કહ્યા વેંતજ ખૂલી જશે એમ ધારી મેં કહ્યું. "ઉઘાડ, ખૂલી જશે." પણ આશ્ચર્ય. હાથ બીલકુલ

ઉઘડયા નહિ. એવાને એવા સજ્જડ ચોંટેલા હતા. આનું કારણ એ કે સંપૂર્ણ શ્રદ્ધા રાખ્યા વિના અને અધૂરૂં ધ્યાન રાખ્યાથી મારી સૂચના સફળ થઇ નહિ છતાં હું ગભરાયો નહિ. બીજી વખત સખત સૂચના આપવા તત્પર થતો હતો ત્યાં મારો મિત્ર જે પાસેજ બેઠો હતો તેણેજ પેલા છોકરાના હાથો સૂચના આપી ઉઘાડી નાંખ્યા. આ પ્રમાણે આ મારો પ્રથમ-પ્રયોગ સમાપ્ત થયો.

આ પછી તેવાજ બીજા કેટલાક પ્રયોગો મેં કર્યા કોઇની આંખો બંધ કરી પોપચાં ચોંટાડી દેવા અને મારા કહ્યા પછીજ તે ઉઘાડી શકે અથવા તો હાથમાં લોટો પકડાવવો અને લોટો તેના હાથ સાથે ચોંટી રહે અથવા તો તેને સાદડી ઉપર બેસાડવો અને સાદડીએ તે ચીટકી જાય અને ઉભો થવા જાય તો સાદડી પણ પછાડી ચાલી આવે, વિગેરે, એવા પ્રયોગો મેં કર્યા જે બધા સફળ થયા.

પ્રયોગોની સફળતાને લીધે મારામાં આગળ શીખવાનો ઉત્સાહ વધ્યો અને મેં અત્યંત ખંત જાળવી રાખ્યો. આવા નાના પ્રયોગો કર્યા પછી મને ' હીપ્નોટીઝમ 'નો પ્રયોગ કરવાનું ઘણુંજ દિલ થયું. પ્રયોગ કરવા માટે " વિષય " ( જેના ઉપર હીપ્નોટીઝમ ચઢાવીએ તે )ની ખોળમાં હું હતો, ઘણો પ્રયાસ કર્યો પણ કોઇ હા પાડે નહિ. આથી મેં શરૂઆતજ

મારી પત્નિ ઉપર કરવાનો નિશ્ચય કર્યો. એથી ત્રણ દિવસ મેં મારો મિત્ર કરતો હતો તેમ ઉંઘાડવાના પ્રયોગો કર્યા પણ અફળ અભ્યાસી હોવાને લીધે મને ખૂબ અધીરાઇ આવી ગઇ અને ચોથે દિવસે પ્રયોગ સફળ ન થાય તો શીખવું માંડી વાળવાનો મેં મનમાં સંકલ્પ કર્યો. સુભાગ્યે ચોથે દિવસે હું ફતેહમંદ નિવડયો. વિષયને ( મારી સ્ત્રીને ) ઉંઘાડી દેવામાં હું ફલીભૂત થયો અને આ કંઇ દરદ સાજું કરવાનો પ્રયોગ ન હોતા મોજમજા મેળવવાનો પ્રયોગ હતો, જેવું કે ઢેકું આપી ગુલાબનું ફુલ કહી સુંઘવા કહેવું, મીઠું આપી સાકર કહી ખાવા કહેવું, સાકર આપી આકુસ કહી ખાવા કહેવું વિગેરે હાસ્યોત્પાદક સૂચના આપી તેને તે પ્રમાણે કરાવવું અને સાબિત કરી આપવું કે વિષય-મારા કાબુમાં સંપૂર્ણ રીતે આવેલ છે. આવા પ્રયોગો કરી મેં એકલાએજ બે દિવસ આનંદ લૂટયો અને મારી સંપુર્ણ સફળતા થઇ હતી એવી ખાતરી થયા પછા હું ત્રીજે દિવસે મારા મિત્રને મારો પ્રયોગ જોવા તેડી લાવ્યો. તેના દેખતાં મેં પ્રયોગ આદર્યો અને વળી-સંપર્ણ સફળ થયો. મારો મિત્ર ખુશી થયો અને પછી વિષયને જાગૃત કરી અમે બધા વાતોએ ચઢયા. પછી મેં ઘણા પ્રયોગો કર્યા જે બધાનું વર્ણન યોગ્ય સ્થળે કરવામાં આવશે.

કેવી શરૂઆત કરી કેવા સંજોગોમાં કેટલી હદ સુધી 'હીપ્નોટીઝમ'નો મેં અભ્યાસ કર્યો એ બધું વાંચકો આ પ્રકરણ વાંચી સમજી શકશે.



# પ્રકરણ બીજું.

---

સાધારણ રીતે ' હીપ્નોટીઝમ ' નો પ્રચાર હિંદુસ્થાનમાં બહુ થોડો છે. અને તે જ્ઞાન પણ ઘણા ઓછા મનુષ્યો ધરાવે છે. તે વિષય જેટલો અમેરીકામાં ચર્ચાયો છે એટલો આ દેશમાં ચર્ચાયો નથી. આ કારણને લઇને ' હીપ્નોટીઝમ 'ને માટે કોઈ ખાસ હિંદી શબ્દ નથી. જેઓ એ વિદ્યા જાણે છે તેઓ બીજાને કહે છે કે તેઓ જાદૂથી કે મંત્રબળથી બધું કરે છે આથી તે વિદ્યા ઝાઝી પ્રકાશમાં પણ આવી નથી.

આપણે ' હીપ્નોટીઝમ 'ને મોહિની વિદ્યા કહીશું. તેમ કરવા માટે નીચેનું કારણ છે. શિવનું ભારે તપ કરી અસુર ભસ્માસુરે જયારે વરદાન મેળવ્યું કે જેના ઉપર તે હાથ મૂકે તે ભસ્મસાત્ થઇ જાય અને જયારે તે ઘોર વરદાન પ્રાપ્ત શક્તિ અમલમાં મૂકવા લાગ્યો ત્યારે ચોદિસ ત્રાસ વર્તી રહ્યો. હજારો નિર્દોષો ભસ્મીભૂત થઇ ગયા અને દૈવીશકિતસંપન્ન દેવો પણ ત્રાહી ત્રાહી પુકારી ગયા. આવી દુઃખદ સ્થિતિ દેવોથી ન ખમાવાથી તેઓ મહાદેવ પાસે ગયા અને વરદાન પાછું ખેંચવા અથવા તો કોઇ પણ ઉપાય યોજવા તેમને કહ્યું. મહાદેવે પોતાની લાચારી બતાવી. વચનબદ્ધ

થયા પછી ફરી શકાય નહિ. તેમણે વિષ્ણુ પાસે જવાની દેવોને સલાહ આપી. દેવો તો નર્કના દ્વારે જતાં પણ એ બલા છૂટતી હોય તો ત્યાં જવા તત્પર હતા. તેઓ સત્વર વિષ્ણુ પાસે પહોંચી ગયા.

વિષ્ણુએ તેઓની અથેતિ સાંભળી તરતજ તેઓને અભયવચન આપ્યું અને નિશ્ચિન્ત થવા કહ્યું. દેવો નિરાંત કરી પાછા ફર્યા અને વિષ્ણુ શું યુક્તિ લડાવે છે તેની આતુરતાપુર્વક રાહ જોવા લાગ્યા. વિષ્ણુએ મોહિનીનું સ્વરૂપ લીધું. દરમ્યાન ગમ્મત એવી બની કે ભસ્માસુરને આવી શક્તિ પ્રાપ્ત થયેલી જોઇ મદ ચઢયો અને તેણે શ્રીશંકરના પત્નિ પાર્વતિ દેવીને મેળવવા નિશ્ચય બાંધ્યો. આ પ્રમાણે તેને કુમતિ સુઝવાથી તે શંકર પાસે ગયો અને પાર્વતિજીની માગણી કરી. શંકરે ધસીને ના પાડી. આથી અસુર ગુસ્સે થયો અને શંકરનાજ મસ્તક ઉપર હાથ મૂકી ભસ્મીભૂત કરવાની તેણે ધમકી બતાવી.

આ પ્રમાણે શિવજી ઉપરજ ધર્મ સંકટ આવી પડયું. બચવા માટે તે નાઠા. આગળ શ્રીશંકર અને પછવાડે ભસ્માસુર એમ બન્ને વચ્ચે સરત ચાલી. શ્રીવિષ્ણુ દરમ્યાન તૈયાર થઇ ગયેલા હતા. તે તરતજ ભસ્માસુર પાસે આવી ઉભા રહ્યા. આવો સર્વોત્તમ સૌંદર્ય સંપન્ન લલના જોઇ અસુર મુગ્ધ થઇ ગયો અને શંકરનો પીછો છોડી મોહિનીને નિહાળવા લાગ્યો.

તેણે મોહિની પાસે પ્રેમભિક્ષા-માગી અને પોતાની કામવૃત્તિ સંતોષવા ઇચ્છા દર્શાવી.

મોહિનીએ ( વિષ્ણુ ) મધુર શબ્દો બોલી તેને સંપૂર્ણ કાબુમાં લીધો અને કહ્યું કે જો તે તેની ( મોહિનીની ) માફક નાચ કરે તો તે તેની થવા રાજી હતી. રાક્ષસ આટલી સહેલી સરત સાંભળી ફુલાઇ ગયો અને મોહિનીનાં નાચ અને નખરા પ્રમાણે તે નાચવા લાગ્યા. જાણ્યું કે હવે અસુર તદ્દન મુગ્ધ થઇ ગયો છે-ભાન ભૂલી ગયો છે એટલે મોહિનીએ ચાલાકીથી નાચ કરતી હોય તેમ પોતાનો હાથ માથે આણ્યો.

આ જોઇ અસુરે તે પ્રમાણે કર્યું અને તત્ક્ષણ હજારોને ત્રાસ આપનાર ભસ્મનો ઢગ થઇ ગયો. આ પ્રમાણે મુગ્ધ કરવાની વિદ્યા પ્રથમ આ પૃથ્વી ઉપર મોહિનીએ ( વિષ્ણુએ ) વાપરી માટે આપણે તેને મોહિની વિદ્યા કહીશું.

કોઇ કહેશે કે વિદ્યા જો પુરાતન સમયથી હિંદુસ્થાનમાં હતી તો પાછળથી કેમ તે પ્રકાશમાં આવી નહિ. આનો ઉત્તર એ છે કે આપણા ઋષિમુનીયો આ વિદ્યા સંપન્ન હતા પણ તેઓના મત પ્રમાણે તેઓ આ વિદ્યા માત્ર લાયકનેજ શીખવતા અને તે પણ ગુપ્ત રીતે આ પ્રમાણે ઘણાને આ વિદ્યા આવડતી હતી પણ તેનાં નામ, ઉત્પત્તિ અને પદ્ધતિસર જ્ઞાન

વિષે કદાપિ વિચાર કોઇએ કર્યો હોય એમ ભાસતું નથી આ મોહિની વિદ્યામાં મનની એકાગ્રતા થાય છે અને ઇચ્છાશકિત ખીલે છે માટે એ યોગનું પગથીયું છે. આથી ઋષિમુનીયોને આ જ્ઞાન આવશ્યક છે અને તેથીજ આ જ્ઞાન સંસારીયોને આપવામાં આવતું નહિ.

આ વિદ્યા પ્રથમ યુરોપમાં મેસ્મર નામના એક શખ્સે ખૂબ જાણિતી કરી. આ મેસ્મર વિષે વધારે લખાણ આગળ ઉપર આવશે. હિંદુસ્થાનમાંથી એ વિદ્યા અરબસ્તાન અને ઇરાન થઇને યુનાનમાં ગઇ લાગે છે. યુનાનમાંથી મીસર અને રોમમાં તેનો પ્રચાર થયો. આ રીતે એ વિદ્યા અસલથી યુરોપમાં પણ પ્રચલિત છે. ઇસુ ખ્રીસ્ત પોતે આ વિદ્યાના બળથી લોકોના દરદ સાજા કરતા હતા, જેની ઘણી માહિતી બાઇબલમાંથી મળી આવે છે. મોઝીસ યુનાનમાં ઉછરેલો હતો અને તે પણ મોહિની–વિદ્યા સંપન્ન હતો. તેણે ઘણા બિમારોને હાથ મૂકી સાજા કરેલા એમ બાઈબલમાં સ્પષ્ટ લખ્યું છે.

મેસ્મરે પહેલાં કાર્ડેનસ નામના એક શખ્સે ઇ. સ. ૧૫૦૧ માં મોહિની વિદ્યાના પ્રયોગો કર્યા હતા અને ઇ. સ. ૧૬૪૯ માં વીલીયમ મેક્ષવેલ નામના એક અંગ્રેજે આ વિદ્યાના કેટલાક મૂળતત્ત્વો લખ્યા જે મૂળતત્ત્વો પાછળથી મેસ્મેરે પ્રકાશમાં આણ્યા. આ

પ્રમાણે 'મેસ્મેરીઝમ'નો શોધક મેસ્મેર ન્હોતો પણ પરાપૂર્વથી તે વિદ્યા પ્રચલિત હતી. મેસ્મેરે તો માત્ર તે વિદ્યાનો લોકોમાં બહોળો ફેલાવો કર્યો—એટલુ જ.

આ ગૂઢ વિદ્યાના અંગ્રેજીમાં બે વિભાગો છે. એકનું નામ ( Hypnotism ) હીપ્નોટીઝમ જેને આપણે મોહિની વિદ્યા કહી અને બીજાનું નામ ( Mesmerism) મેસ્મેરીઝમ, જેને આપણે પ્રાણ પ્રયોગ કહીશું.

હાથની ક્રિયા તથા વાણીનું જોસ એ બન્નેના ભેગા બળથી ઇચ્છિત અસર લાવવાની વિદ્યા 'હીપ્નોટીઝમ' કહેવાય. મનની એકાગ્રતા રાખી, હાથની ક્રિયા માત્રથી ઇચ્છિત અસર લાવવાની વિદ્યા 'મેસ્મેરીઝમ' કહેવાય. હવે કેટલાકનું એવું કથન છે કે મેસ્મેરની રીત વધારે લાભદાયી છે જ્યારે બીજા કેટલાક એમ કહે છે કે વાણીના જોસથી ઇચ્છિત પરિણામ આવે છે. આ બે તકરારમાં અમારા મત પ્રમાણે વાણીના જોસથી વધારે ઝડપથી ઇચ્છિત પરિણામ આવે છે, જે બાબતનો દૃષ્ટાંત વાંચકે હમણાંજ વાંચ્યો. શ્રીવિષ્ણુએ પોતે વાણીના જોસ અને માધુર્યથી અસુરને મહાત્ કર્યો અને તે વડેજ તેને ભસ્મીભૂત કરી શકયા. માત્ર હાથની ક્રિયાથી ગમે તેટલી ઇચ્છાશક્તિ વાપરવા છતાં અસુર કદાપિ ભસ્મસાત્ થાત નહિ. આ પ્રમાણે મેસ્મેરનું 'મેસ્મેરીઝમ' પ્રથમ પગથીયું અને મોહિની વિદ્યા

બીજું પગથીયું કહી શકાય. સંક્ષેપમાં બન્ને એક માના ફરજંદ છે.

મોહિની વિદ્યા વિષે એકે પ્રાચીન પુસ્તક ભારતવર્ષમાં હસ્તી ધરાવતું હોય એ મારી જાણમાં નથી. આથી તેનું સંપૂર્ણ જ્ઞાન અને તેની અસલ પદ્ધતિ વિષે આપણે તદ્દન અજ્ઞાત છીએ. વળી હું પણ અંગ્રેજી પુસ્તક ઉપરથીજ આ વિદ્યા શીખ્યો હોવાથી અને આર્યરીતિ પ્રમાણે ને વિદ્યા કેવી અમૂલ્ય વસ્તુ હશે એ અકલ્પ્ય હોવાથી એ વિદ્યાના ભિન્ન ભિન્ન પ્રકારો દર્શાવવા અમારે અંગ્રેજી પુસ્તકોનો આશ્રય લેવો પડે છે.

યુરોપમાં આ વિદ્યાના ત્રણ જૂદા જૂદા મતો પ્રચલિત છે. ૧. મેસ્મેરની સ્કુલનો. ૨. નાન્સીની સ્કુલનો અને ૩. પેરીસ અથવા ચારકોટની સ્કુલનો.

મેસ્મેરની સ્કુલનો એ મત છે કે મનુષ્યમાં ઓજસ્ છે જે ઓજસ્, હાથવડે બીજા ઉપર માર્જન કરવાથી, બીજા તરફ આંખો વડે તાકી રહેવાથી અને મનની અત્યંત એકાગ્રતાથી પેલા મનુષ્ય ઉપર એક પ્રકારની અસર કરે છે.

નેન્સીની સ્કુલનો એ મત છે કે ‘ સૂચન ’ અથવા વાણીનું પ્રાબલ્ય મુખ્ય ભાગ ભજવે છે.

પેરીસ સ્કુલનો તો ઉપલા બન્ને કરતાં જૂદોજ મત છે. એ મત એવો છે કે એવા પ્રયોગો માત્ર હીસ્ટી-

રીયા ( Hysteria ) નામના દરદનો એક પ્રકાર છે. આ મત આપણને માન્ય નથી.

આ ત્રણ મતોમાંથી એક આપણે રદબાતલ કર્યો અને બાકીના બેમાં કયો સારો એમ જો કોઇ અમને પૂછે તો અમે સાફ કહીશું કે બન્નેના સંઘટિત બળથી જે પરિણામ આવે એ શ્રેષ્ઠ કહી શકાય. હાથવડે માર્જનક્રિયા કરતા રહેવું અને પ્રયોગનું સાફલ્ય જે આવશે તે ઉત્તમોત્તમ કહી શકાય; જો કે ઘણોખરો આધાર તો વિધેય ( જેના ઉપર પ્રયોગ થતો હોય તે શખ્સ ) ઉપરજ છે.

જ્ઞાનની હંમેશાં બે બાજુઓ હોય છે; સારી અને નરસી. દરેક બાહેશમંદની ફરજ છે કે બન્ને પ્રકારની બાજુઓનું જ્ઞાન મેળવવું, જેથી કોઇ વખત વિઘ્ન આવી ન પડે. ઉપલા ત્રણે મતો આપણે માન્ય રાખી તેનો ઉંડો અભ્યાસ કરવો જોઇએ અને પછી આપણને જે સત્ય લાગે તે હિમ્મતથી બહાર પાડવું એ આપણી ફરજ છે. જ્યાં સુધી અમુક વિદ્યા સંપૂર્ણ પણે શોધાઇ નથી ત્યાં સુધી દરેક માણસ યત્ન કરી કંઇક નવિન શોધ કરી શકે.

જેમ્સ કોટ્સ નામનો એક ગ્રંથકર્તા પણ એ વિદ્યાના ત્રણ મતો જણાવે છે. એ એમ કહે છે કે 'હીપ્નોટીઝમ' એ બ્રેઇડ (Braid)ની "ન્યુરીપ્નોલોજી ( Neurypnology ) અથવા જ્ઞાનતંતુ ઉપર અસર કરી નિદ્રા લાવવાના સિદ્ધાંત" માટે વાપરવામાં

આવતો અર્થસૂચક શબ્દ છે. બ્રેઈડની એવી માન્યતા હતી કે જ્ઞાનતંતુ અથવા લોહીની નસો ઉપર એક પ્રકારની અસર કરવાથીજ એ નિદ્રાવસ્થા આણી શકાય છે. કેટલાક અર્વાચીન લેખકો બ્રેઇડને ' હીપ્નોટીઝમ 'નો સંસ્થાપક ગણે છે, જે બાબતનો ખુલાસો નીચે પ્રમાણે છે.

બ્રેઇડે પોતાનો મત ઉપર પ્રમાણે ચાલુ કર્યો અને પ્રથમજ ' મેસ્મેરીઝમ 'ને હીપ્નોટીઝમ એવું નામ આપનાર તે હતો. ત્યારથી એ શબ્દ પ્રચલિત થઇ ગયો, માટે લોકો તેને હીપ્નોટીઝમનો સંસ્થાપક કહે છે.

" મોહિની વિદ્યાથી આણેલી નિદ્રા," બ્રેઇડ કહે છે, " કુદરતી નિદ્રાથી તદ્દન વિરૂદ્ધ છે, કારણ કે કુદરતી નિદ્રા ખૂબ મગજમારી કર્યાથી કે અતિ મહેનત કર્યાથી શ્રમિત થયા પછીજ આવે છે જ્યારે પહેલી નિદ્રા ગમે ત્યારે આવે છે. મોહિની વિદ્યા પ્રાપ્ત નિદ્રાનું મૂળ એકાગ્રતા છે અને એ મનની એકાગ્રતાથીજ વિષય ઉપર ભિન્ન ભિન્ન પ્રકારની અસર થઇ શકે છે. તે અસર બાહ્ય સૂચનાથી કે શારિરીક માર્જનથી આણી શકાય છે."

બ્રેઈડનો આવો ખુલાસો છે. આ પછી મોહિની-વિદ્યાને બ્રેઇડના વખતથી તે આજ સુધી યુરોપમાં આઝમ, બ્રોકા, ફ્રોલીન, વરન્યુલ આદિને શરણે રહી

જાતજાતના પ્રકારો બતાવ્યા અને જાતજાતની નવિન રીતિયો બતાવી. આ બધા પછી ડુરાન્ડ ડી ગ્રોસ (Durand de gros)ની તે અંકશાયિની થઇ, જે શખ્સે પોતાના વિચારો પોતાના "Electrodynamisme Vital" નામના પુસ્તક દ્વારા જાહેર કર્યા. પછી હોસ્પીટલોમાં દરદો સાજા કરવાના આ વિદ્યાના પ્રયોગો ચાલ્યા. ડુમોન્ટપેલીયર, પેટ્રીસ બીનસુએન્જર વિગેરેએ પ્રયોગો કર્યા પછી ચારકોટ અને લુદ્સનો વારો આવ્યો. તે બન્ને પેરીસમાં હીસ્ટીરીયા અને ગાંડપણના ખાસ વૈદ્ય હતા. આ બન્નેના પ્રયોગોએ આખા યુરોપનું ધ્યાન ખેંચ્યું. તેઓ ઘર્ષણથી, યાંત્રિક રીતિએ, દર્પણ અને મોંએ બોલાયેલા સૂચનોથી નિદ્રા આણતા. આ ચારકોટ પેરીસ સ્કુલનો સંસ્થાપક અને તે બ્રેઇડનો અનુયાયી હોવા છતાં બ્રેઇડ કરતાં તેણે ઘણું નવું શોધી કાઢી મોટી ફત્તેહ મેળવી. ચારકોટનો મત આગળ સમજાવવામાં આવ્યો છે.

ચારકોટે તેર વર્ષમાં આખા દસ દરદીઓ ઉપર પ્રયોગો કર્યા, જ્યારે બીજાઓએ કંઇક સારૂં કરી બતાવ્યું છે. આ પેરીસ સ્કુલનું પરિણામ બીલકુલ સંતોષકારક જણાયું નથી.

નેન્સી સ્કુલના અનુયાયીઓ લાથબોલ્ટ, બર્ન્હીમ અને બ્યુનીસ છે. તેઓ એવું માને છે કે સાજા કરતાં બિમાર આદમીયો ઉપર બહુ સારી અસર થઇ શકે છે.

એ માણસના મગજ ઉપર આધાર રાખે છે. જો મગજની સત્તા સર્વોપરિ હોય તો ધાર્યું પરિણામ લાવી શકાય.

આ પ્રમાણે નાના કાંટાઓ ગણવા બેસીએ તો ઘણા ઘણા જૂદા મતના માણસો છે અને એ પણ ઉઘાડું છે કે જ્યાં સુધી અમુક વિદ્યાના મૂળતત્ત્વો શોધાયા ન હોય ત્યાં સુધી સૌને ફાવે તેમ સૌ ગપ્પાં મારે. ગુરૂત્વાકર્ષણનો જેમ સર્વમાન્ય નિયમ છે તેમ એક સર્વમાન્ય નિયમ હજી આ વિદ્યાનો કોઇએ શોધ્યો લાગતો નથી. એ વિષય ઉપરના બધા પુસ્તકો વાંચી જતાં દરેક પુસ્તકમાં જૂદું જૂદુંજ વાંચવામાં આવશે. માટે આ વિષય જાતે શીખી પોતાને જે સત્ય ભાસે તેને અનુલક્ષીને પોતાનો મત બાંધી જાહેરમાં આણવા જેવો હોય તો આણવો જોઇએ.

હવે કેટલાકનું એમ માનવું છે કે બધા ઉપર મોહિની-પ્રયોગો ન થઇ શકે; પરંતુ ડાક્ટર જેમ્સ કોટ્સ હિમ્મત ધરીને કહે છે, "હીપ્નોટીઝમની શક્યતા બાબે તદ્દન વિરૂદ્ધ એવા કેટલાક માણસોને બાદ કરતાં હું ઘણા વખતથી નિશ્ચય ઉપર આવ્યો છું કે બધા માણસો મોહિનીવિદ્યાથી મુગ્ધ થઇ શકે છે એટલે કે જો આવશ્યક સરતો અને ચેતવણી પળાય તો. કદાચ પ્રથમ બે ચાર પ્રયોગો અફળ જાય પરંતુ પછી તો જરૂર સફળતા મળે. બે ચાર વખતના પ્રયોગથી તે

ટેવાય અને કેળવાય છે અને ધારેલું પરિણામ નિશ્ચિત આવે છે. વિધેયની ઉમરના વર્ષ ઉપર પણ ઘણો આધાર છે. લાયબોલ્ટે પોતાના દરદીયોમાંના ૯૨ ટકા ઉપર સફળતા મેળવી હતી અને બર્ન્હીમ એવું જાહેર કરે છે જે વૈદ્ય પોતાના દરદીયોમાંના ૮૦ ટકા ઉપર પ્રયોગો સફળતાપૂર્વક કરી શકતો નથી તેને 'મોહિની વિદ્યા' એ વિષય ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવવાનો બીલકુલ હક્ક નથી. વેટર્સ્ટ્રાન્ડ (સ્વીડનવાસી) વાન રેન્ટરઘેમ (આમસ્ટર્ડમ) અને વાન ઇડન, ફ્રાન્સના લાયબોલ્ટના મતને અનુસરતા છે કે માણસોનો મોટો ભાગ, પછી ભલે તે ફ્રેંચ ડચ અથવા સ્વીડીશ હોય પણ તે બધા ઉપર મોહિની વિદ્યા સરખી અસર કરે છે. હવે ઉમરનું પ્રમાણ કાઢતાં એમ કહેવાનું કે—૧૪ વર્ષની વયથી ન્હાના બધા શખ્સો મોહિની વિદ્યા—મુગ્ધ થઈ શકે-પ્રોફેસર બ્યુનીસના કથનાનુસાર અપવાદો ઉમ્મરના પ્રમાણ સાથે સંબંધ ધરાવે છે. ૧૪ થી ૨૧ વર્ષનામાં ૧૦·૩ ટકા મુગ્ધ ન થઇ શકે; ૨૧ થી ૨૮, ૯·૧ ટકા; ૨૮ થી ૩૫, ૫·૯ ટકા; ૩૫ થી ૪૨, ૮·૨ ટકા; ૪૯ થી ૫૬, ૪·૪ ટકા, ૫૬ થી ૬૩, ૧૪·૪ ટકા; ૬૩ થી ઉપરના, ૧૩·૫ ટકા અથવા તદ્દન નિષ્ફળતા—આ પ્રમાણે બ્યુનીસ અપવાદો જણાવે છે. ફ્રેંચ લોકો ઉપર પ્રયોગો કરી બ્યુનીસ આ મત ઉપર આવ્યો છે; પરંતુ એક શખ્સ જે એક વિધાયકથી મુગ્ધ ન થાય તે બીજા વિધાયકથી થઇ શકે."

આ પ્રમાણે જેમ્સ કોટ્સ સાબીત કરી આપે છે અથવા તો તે ખાતરીપૂર્વક માને છે કે લગભગ બધા શખ્સો મોહિની વિદ્યા–મુગ્ધ થઇ શકે. આ બાબતમાં હું પોતે ચોક્કસ મત ઉપર આવ્યો નથી કારણ કે અત્યાર સુધીમાં મેં ઘણા થોડા પ્રયોગો કર્યા છે અને તે પણ મોજમજા ખાતર–નહિ કે દરદો સાજા કરવા ખાતર.

કોઇક આકર્ષક શક્તિ કે ઓજસ દરેક મનુષ્યમાં છે તે તો નિઃશંક છે. આ શક્તિના પ્રભાવથી મુગ્ધાવસ્થા આણી શકાય એમ મેસ્મેર માનતો. પરંતુ આવીજ અવસ્થા સૂચનક્રિયા દ્વારા પણ આણી શકાય. આ ઉપરથી આ વિદ્યાના ખરા જાણકારોએ કબૂલ કર્યું છે–નિર્ણય ઉપર આવ્યા છે કે–સૂચનક્રિયા મોહિની વિદ્યામાં મુખ્ય ભાગ ભજવે છે, જે પ્રમાણે મોહિનીએ ભસ્માસુરની બાબતમાં કર્યું હતું.

મેસ્મેરની માન્યતા એવી હતી કે પૃથ્વી અને ગ્રહોની એક બીજા ઉપર અસર થાય છે અને આ અસર કરનારી શક્તિ ચેતન જગત્ ઉપર પણ હકૂમત ચલાવે છે.

બીજું એ એમ માનતો કે ક્રિયા અને પ્રતિક્રિયા એક સુંદર અને ચંચળ પ્રવાહીથી થાય છે, જે આખા વિશ્વમાં સર્વત્ર પ્રસરિત છે. તેનું નામ ઓડ (Od) છે. તે ઓડના પ્રભાવથી મોહિની પ્રયોગોનું સાફલ્ય થાય છે. તે એમ માનતો કે જે કાનૂનોને અનુસરી આ ઓડ

પ્રસરતું તે કુદરતી કાનૂનો હતા અને મનુષ્યોના જાણવામાં ન્હોતા. તેની ગતિ ભરતી ઓટને મળતી છે.

એ ચંચળ પ્રવાહી અતિ ત્વરિત ગતિએ એક શરીરમાંથી બીજા શરીરમાં વહે છે, દૂરથી અસર કરે છે અને દર્પણની માફક તેનું પ્રતિબિંબ મનુષ્ય ઉપર પડે છે. આ શક્તિથી મનુષ્યો જાતજાતના પ્રયોગો કરે છે અને એ પ્રયોગો કરવાની ક્રિયાને 'Animal magnetism' પ્રાણી આકર્ષણવિદ્યા એવું નામ મળ્યું. પ્રાણી આકર્ષણ વિદ્યાથી જ્ઞાનતંતુવિષયક રોગો તથા અવ્યવસ્થાઓ મટાડી શકાય છે. એ વિદ્યાથી ગમે તેટલા ગુંચવાડાભરેલા દર્દની ચિકીત્સા કરી શકાય છે.

મેસ્મેરના ઉપર પ્રમાણે સિદ્ધાંત હતા. તે વિધેયને મુગ્ધ કરવા માર્જનક્રિયા ( Passes ) આકર્ષણ દૃષ્ટિ (Magnetic gaze) અને અત્યંત એકાગ્રતા (Intense concentration)ની સહાય લેતો. આ ઉપરાંત મેસ્મેર વિધેયને ઉંઘાડવા દરેક સાધન અજમાવતો. જેવા કે મધુર પુષ્પો, મીઠી સુરભિ, સંગીત, ઝાંખો દીપપ્રકાશ—ખરેખર તે કંઇ અદ્દભૂત કાર્ય કરતો હોય એવો દેખાવ કરતો.

આ પ્રમાણે જૂદા જૂદા જ્ઞાતાઓના મતો દર્શાવ્યા પછી વાંચક મને મારો મત પૂછે તો તે એ છે કે સર્વને જ્ઞાત છે કે મનુષ્ય દેહમાં આત્મા છે. તે આત્મા બ્રહ્મનો અંશ છે. પ્રત્યેક મનુષ્ય પોતાના કર્મોથી મુક્ત થઇ બ્રહ્મમાં વિલીન થઇ શકે છે. બધા બ્રહ્મમાંથી ઉત્પન્ન

થયેલા છીએ એટલે આપણે એકજ વૃક્ષના ફળો છીએ. આપણા બધાનો એક બાપ છે. આપણે બધા સરખા તત્ત્વોના બનેલા છીએ. આ આત્માની એકતા, તત્ત્વોની એકતા આપણો સંબંધ બતાવે છે. એકજ હોઇ આપણું એક બીજા પ્રત્યે આકર્ષણ હોય એ સ્વભાવિક છે. માટે બ્રહ્મમાંથી જે જે ઉદ્‌ભવવા પામ્યું છે તેની અને આપણી વચ્ચે એક જાતનું આકર્ષણ છે. તે નિયમાનુસાર આપણે વિશ્વમાંની દરેક વસ્તુને આકર્ષી શકીએ; માત્ર આત્મ-શ્રદ્ધા બહુજ આવશ્યક છે. આ પ્રમાણે આ મોહિની વિદ્યાના પ્રયોગોથી હું એવા નિશ્ચય ઉપર આવ્યો છું કે મનુષ્યમાં અગાધ શક્તિ છે; માત્ર તે શક્તિ ઉપયોગી કેમ બનાવવી એ જ્ઞાન ખરેખર ગહન છે. એ જ્ઞાનથી જેઓ વિભૂષિત છે તેઓ પરબ્રહ્મનું સત્ય સ્વરૂપ પારખી શકે અને તેઓજ મુક્તિને પામી શકે. આ ઉપરથી હું એ સાબીત કરવા ઇચ્છું છું કે આ વિદ્યા યોગનો વિભાગ છે અને તેની મદદથી આત્મોન્નતિ તેમજ પર-માર્થ કરી શકાય છે. આત્મોત્કર્ષ કરી, સર્વ કર્મોથી અલિપ્ત થઇ બ્રહ્મમાં લુપ્ત થવું એ કેટલું આનંદદાયક છે ? એવી આ વિદ્યા માર્ગદર્શિકા છે.

પ્રત્યેક મનુષ્યમાં આકર્ષણ શક્તિ છે. હવે આ આકર્ષણશક્તિને કેમ ખીલવવી એ જોઇએ. આનો ઘણો-ખરો આધાર મગજ ઉપર છે. મગજની નિશ્ચિતતા, એકાગ્રતા તથા ઇચ્છાશક્તિ આ બાબતમાં મુખ્ય કામ

કરે છે. માટે ધ્યાન તથા ઇચ્છાશક્તિ કેળવવાનો નિયમિત મહાવરો રાખવાની જરૂર છે.

જે ભવિષ્યમાં આ વિદ્યા બરાબર શીખવા માગે છે તેને હું સલાહ આપું છું કે ધ્યાન અને ઇચ્છાશક્તિ શું છે એ બરાબર સમજી લે. તેમાં કંઇ મહેનત નથી પણ તે એક સહેલ કાર્ય છે. ધ્યાન ધરવું એટલે અમુક એક વસ્તુમાં ચિત્ત પરોવવું. એ ખાવા કરતાં જરાય વધારે અઘરૂં નથી. ખાતી વખતે જેમ આહારમાંજ મશગુલ હો છો તેમ આમાં પણ મશગુલ થવાની જરૂર છે. ઇચ્છાશક્તિ એટલે મનની દ્રઢતાપૂર્વક અમુક કાર્ય સફળ કરવું તે. થોડાક મહાવરા પછી તમને ઇચ્છાશક્તિનું ખરૂં ભાન થશે. આ બાબતમાં આત્મશ્રદ્ધાની બહુ અગત્ય છે.

હવે પ્રયોગની સાધના માટે ઉપરની ત્રણ બાબતો (ધ્યાન, ઇચ્છાશક્તિ અને આત્મ-શ્રદ્ધા) ઉપરાંત આકર્ષક દ્રષ્ટિ આવશ્યકીય છે. આકર્ષક દ્રષ્ટિ એટલે બીજાની આંખો સામે બરાબર એક પણ મટકું માર્યા સિવાય દસથી પંદર મિનીટ જોઇ રહેવું તે. આ દ્રષ્ટિ લાંબા અનુભવથી મળી શકે. જ્યાં તક મળે ત્યાં દરેકની આંખો તરફ તાકી, મ્હાવરો કરતાં રહો તો સત્વર એ દ્રષ્ટિ તમને પ્રાપ્ત થશે.

આટલા પ્રાથમિક સાધનો મેળવ્યા પછી બે અત્યંત આવશ્યક સાધનોના જ્ઞાનથી તમે તમારા પ્રયોગો કરી

શકો. આટલામાં માર્જનક્રિયા ઉમેરો તો મેસ્મેરીઝમ (પ્રાણ પ્રયોગ)ની ક્રિયા સંપૂર્ણ થાય છે, અને મેસ્મેરીઝમની ક્રિયામાં સૂચનક્રિયા ઉમેરો તો મોહિની વિદ્યાની ક્રિયા સંપૂર્ણ થઇ કહેવાય.

મેસ્મેરની સ્કુલના અનુયાયીઓ આ પ્રમાણે માર્જનક્રિયાની પદ્ધતિ સમજાવે છેઃ—પ્રથમ તો ઓરડામાં બે ખુરશીયો મૂકી, એકમાં તમે બેસી બીજીમાં તમારા વિષેયને તમારી બરોબર સામે બેસાડો એ પ્રમાણે સામસામા ગોઠવાઇ જવું કે તમારા ગુંઠણો તેના ગુંઠણોથી બહાર રાખી શકો અને તેના ગુંઠણને અડકતા રહે એટલે કે તમારો ડાબો ગુંઠણ તેના બે ગુંઠણો વચ્ચે રહે અને તેના જમણા ગુંઠણને અડકતો રહે અને તમારો જમણો ગુંઠણ બહાર રહે તથા તેના ડાબા ગુંઠણના સ્પર્શમાં રહે.

પછી તેની સાથે ધીમા મધુર સ્વરમાં વાતચીત કરો, ભલે પછી તે એ વિદ્યામાં માનતો ન હોય. તમારે તો તે માનતો હોય તે પ્રમાણેજ વર્તવાનું છે. તેની શંકાશીલતાથી તમારે નિરાશ થવું નહિ.

યાદ રાખો કે તમારે શાંતિ, ધીરજ, અને સબળ આત્મશ્રદ્ધા રાખવાનાં છે. તમે તમારી શક્તિ જાણો છો એ સામાને બતાવી આપવું છે એમ તમારે ધારવું. તમે કઇ શક્તિથી વિષેય ઉપર પ્રયોગ કરો છો તેનાથી તેને

અગાઉથી જાણીતો કરવો એ ઠીક છે કારણ કે પછી તે ગુંચવાયા ન કરે અને તમારા કથનાનુસાર વર્તે. ટૂંકામાં તેનો વિશ્વાસ મેળવી લેવા પ્રયત્ન કરવો.

પ્રથમ, પ્રયોગ કરનારાઓએ પોતે બીજાને મુગ્ધ કરવાની રીત બરાબર જાણતા હોય તોજ અને પુનઃ મુગ્ધાવસ્થામાંથી મૂળ અવસ્થામાં લાવતા આવડતું હોય તોજ શરૂઆત કરવી. કદાચ વિધેય મૂળ અવસ્થામાં (શુદ્ધિમાં) પાછો ન આવે તો વિધાયકે ન ગભરાતાં, તેને ઉંઘવા દેવો અને તે આપોઆપ થોડાક કલાક પછી જરૂર જાગી ઉઠશે. આટલું ખાસ ધ્યાન રાખો કે હમેશાં પ્રયોગ કરતી વખતે મગજ શાંત રાખો અને હાથ ધરેલું કાર્ય પૂરૂં કરવા ઉતાવળ ના કરો.

માર્જનક્રિયાની બાબતમાં હવે ડીલ્યુઝ (Deleuze) ની પદ્ધતિ પ્રમાણે આગળ ચાલીએ. તે નીચે પ્રમાણે છેઃ—

"ઓરડામાં બહુ ગરમી કે બહુ ઠંડી ન હોવી જોઇએ, જેથી તમારા કાર્યને અડચણ આવે નહિ. વળી પ્રયોગ કરતી વેળા તમને કોઇ અડચણ કરે નહિ એવો અગાઉથી ઇન્તેજામ કરવો. પછી વિધેયને એકદમ સારી સગવડ પ્રમાણે બેસાડવો અને તમે તેની સામે તેનાથી જરા ઉંચા આસને બેસો, જેથી તેના ગુંઠણો તમારા ગુંઠણો વચ્ચે રહે. પ્રથમ તો તેને કશાનો પણ વિચાર કરવા ના કહો, હવે પછી તેના ઉપર થનાર અસ-

રનો કંઇ ખ્યાલ કરવા ના કહો. બધી બ્હીક કાઢી નાખવા, સારી આશા રાખવા અને પ્રયોગને લીધે કદાચ ક્ષણિક દુઃખ થાય તો નાહિમ્મત અને બેચેન ના થવા કહી રાખો.

" બધું વ્યવસ્થિત થયા પછી તેના હાથના અંગુઠાઓ તમારા એક એક હાથના અંગુઠા અને આંગળી વડે પકડો જેથી તમારા અંગુઠાનું તળીયું એના અંગુઠાના તળીયાને સ્પર્શે અને તમારી આંખો તેની આંખો ઉપર ઠેરવો.

" આ પ્રમાણે થયા પછી તમારા હાથ પાછા ખેંચી તેની મૂળ જગ્યાએ લાવો અને પંજો એવી રીતે ફેરવો કે પંજાનું તળીયું વિષેયની સામે આવે. પછી તમારા મસ્તકથી જરા વધારે ઉંચાઇ સુધી હાથો લઇ જાઓ. પછી બન્ને હાથો વિષેયના બન્ને ખભા ઉપર મૂકો. એક મિનીટ હાથો એમજ રાખી મૂકો અને પછી આસ્તે આસ્તે તેના હાથની આંગળીયોના ટેરવા પર્યંત હાથો નીચે લાવો, જે દરમ્યાન તમારા હાથનો તેના હાથને જરાક સ્પર્શ થવો જોઇએ. આનું નામ તે માર્જન.

" આ પ્રમાણે માર્જન પાંચ છ વખત કરો. પુનઃ માર્જન શરૂ કરતી વખતે હાથો જરા વિષેયના શરીરથી દૂર રાખી, મૂઠી વાળી ઉપર લઇ જવા અને વળી પૂર્વવત્ કરવું.

"પછી તેના માથા ઉપર તમારા હાથો મૂકો. ક્ષણ-વાર તેમજ રાખી મૂકી તેના મોંથી બેએક ઇંચનું અંતર રાખી હાથો ડુટી સુધી નીચે લાવો. ત્યાં ડુટી ઉપર તમારા અંગુઠા રાખી, બાકીની આંગળીચો પાંસળીની નીચે રાખી બેએક મિનીટ તેમજ રાખી મૂકો.

"ત્યાર પછી હળવેથી હાથો તેના ગુંઠણ સુધી અને તમને અગવડ ન પડતી હોય તો ઠેઠ ચરણ સુધી લઇ જાઓ.

"પ્રયોગ વેળા આ પદ્ધતિ વારંવાર કામે લગાડો. આ પ્રમાણે અર્ધોએક કલાક પ્રયત્ન કર્યા છતાં જો પ્રયોગ સફળ ન થાય તો તે દિવસે પ્રયોગ બંધ કરજો. પછી બીજા, ત્રીજા, પાંચમા કે ત્યાર પછીના પ્રયોગમાં તમને સફળતા મળશે."

આ પદ્ધતિ જો કે બહુ ધીમી છે પણ વિશ્વસનિય છે અને તેનાથી આણેલી અસર બીજી ઝડપવાળી પદ્ધતિથી આણેલી અસર કરતાં વધારે ઉંડી સાબીત થઇ છે.

ડૅાકટર જોન બોવી ડોડ્સ (યુનાઇટેડ સ્ટેટ્સ,) અમેરી-કાનો પ્રસિદ્ધ મેસ્મેરીસ્ટ નીચે પ્રમાણે પદ્ધતિ કામે લગાડતો:—

"કોઇ પણ શખ્સને એક અથવા સો જણની સમક્ષ લ્યો અને તમારા અંગુઠાનું ટેરવું તેના હાથના પંજાની પાછલી બાજુ ઉપર મુદ્રિકા અંગુલીની ઉપર

એક ઇંચના અંતરે મૂકો. આથી તમારો અંગુઠો Ulnar Nerve ઉપર દૃઢપણે રહેશે.

"વિષેયને તમારી આંખો સામે જોવા દો. તેના ઉપર અસર કરવાના ચોક્કસ ઇરાદા સાથે તમે અર્ધી કે એક મિનીટ તેની આંખો સામે તાકી રહો પછી તેની આંખો બંધ કરવા તેને કહો. હવે તમારા છૂટા હાથે તેની આંખોના પોપચાં નરમાશથી નીચે દબાવો. પછી તે હાથ તેના માથા ઉપર રાખો અને તેજ હાથનો અંગુઠો આંખોની ભ્રમર વચ્ચેની જગ્યા ઉપર ફેરવો. હજી પણ તમારો બીજો અંગુઠો મુદ્રિકાઅંગુલીની નીચે ( Ulnar nerve ) ઉપરજ રાખી મૂકવો. હવે દૃઢતાપૂર્વક તેને કહો 'તમે તમારી આંખો ઉઘાડી શકશો નહિ.'

"જો તે ઉઘાડી શકે તો બે ત્રણ વાર પુનઃ પૂર્વવત્ યત્ન કરો. તમારી ઇચ્છાશક્તિના જોરે જો તમે તેની આંખો બંધ ન રાખી શકો તો બહેતર છે કે પ્રયોગજ બંધ કરો. ( Median Nerve ). વચલી આંગળીની નસ ઉપર અંગુઠો રાખવાની રીત એનાથી સારી છે. તેમાં વિષેયનો ડાબો હાથ તમારા જમણા હાથમાં અને જમણો હાથ તમારા ડાબા હાથમાં રાખવો જોઇએ તમારા અંગુઠા તેના પંજામાં અંગુઠાની શરૂઆત થાય છે ત્યાં, કાંડાથી દોઢેક ઇંચના અંતરે રાખવા, જેથી તમારી આંગળીયો તેના પંજાની પછવાડેની બાજુએ રહે. હવે

અંગુઠા Median Nerve ઉપર ગોઠવાયા કહેવાય.

"હવે જરા આગળ નમો અને દૃઢતાપૂર્વક વિષેયની આંખ તરફ તાકી રહો. આ વખતે સંપૂર્ણ આત્મશ્રદ્ધા રાખો કે તમે તેને જરૂર મુગ્ધ કરશો.

"વિષેયે શાંત અને ઠંડુ મગજ રાખવું જોઇએ. શરીર પણ આરામ લેતો હોય તેમ ઢીલું રાખવું અને કોઇ પણ રીતે પ્રયોગકર્તાની ઇચ્છા વિરૂદ્ધ જવું ન જોઇએ."

ત્યાર પછી તે અગાઉ લખાઇ ગયા પ્રમાણે માર્જનો કરવાનું કહે છે. ડીલ્યુઝની રીત પ્રમાણેજ તે લખે છે તો પણ તે કંઇક વધારે લખે છે માટે, વાંચક! ચાલો આપણે તે પણ વાંચીએ.

"અધોગામી માર્જન (Downward pass) ધીમે ધીમે કરવું, નહિ તો અસર હતી ન્હોતી થઇ જશે. દરેક માર્જન ખલાસ કર્યા પછી વિષેયથી દૂર તમારા હાથો કંઇક ખંખેરતા હો તેમ હલાવો. આથી આગલા પાછલા માર્જનનો સંબંધ તૂટી જાય છે. અંગુઠા વડે દરેક આંગળી સાથે ચપટી વગાડવાથી કે મૂઠીની ઝડપબંધ ઉઘાડબંધથી પણ એજ પરિણામ લાવી શકાય છે.

"માર્જન પુનઃ શરૂ કરતી વેળા બેદરકારી રહી તો થયેલી અસર ચાલી જાય છે. બીજું માર્જન શરૂ કરતી

વખતે હાથો, ખંખેરી, મુઠીવાળી વિષેયથી એક ફુટને અંતરે ઉચ્ચા લઇ જવા.

"વિષેય તરફ ખુલ્લો પંજો રાખી હાથો ઉચ્ચા લઇ જવાથી બધી અસર નષ્ટ થઇ જાય છે.

"કાયમ માર્જન કરતી વેળા વિષેયની આંખો ઉપર તમારી આંખો ઠેરવી રાખો, તમારી પ્રયોગસિદ્ધિ માટે ધ્યાન ધરો અને શ્રમિત ના થાઓ. આમ છતાં તમે થાકી જાઓ તો માર્જનો કરવા બંધ કરી આરામ લ્યો અને જાણે આરંભ કરતા હો તેમ વળી માર્જનો શરૂ કરો; અથવા તો એક હાથે વિષેયનો એક હાથ પકડી રાખી આરામ લઇ શકો, જેથી બન્નેનો સંબંધ તૂટે નહિ અને ત્યાર પછી તે હાથને આરામ આપવા બીજો હાથ કામે લગાડવો.

"અસર થઇ છે તે જાણવાની પહેલી નિશાની એ છે કે વિષેયના હાથની ગરમી ઓછી થાય છે. તેના અંગુઠા તથા આંગળીનાં ટેરવાં ઠંડાં અને ભીનાં થઇ જાય છે. બીજી નિશાની એ છે કે તેની આંખનાં પોપચાં આસ્તે આસ્તે બંધ થતાં જાય છે અને અન્તે તદ્દન બંધ થઇ જાય છે."

"કદાચ હાથો પુનઃ ગરમ થઇ જાય અને આંખો ઉઘડી જાય તો પ્રયોગ તરતજ બંધ કરવો."

ઘણા લંબાણથી માર્જનક્રિયા સમજાવવામાં આવી, જે શબ્દોમાં કદાચ અટપટી લાગશે પરંતુ અનુભવથી તે સત્વર શીખી શકાશે. પ્રથમ ધ્યાન દઈ વાંચીને બધી રીત મગજમાં ઉતારી, તે પ્રમાણે શરૂઆત કરવી અને શનૈઃ શનૈઃ આગળ વધવું.

આ પ્રમાણે પ્રયોગનો આરંભ કરવાની ઘણી જૂદી જૂદી રીતો છે પરંતુ માર્જન કરવાની રીત તો એકજ છે. માત્ર થોડાક ફેરફારો ક્યાંક ક્યાંક દૃષ્ટિગોચર થાય પણ ઘણી ખરી રીત તો સર્વમાન્ય છે. વિષેયના ચિત્તની એકાગ્રતા લાવવા માટે હું ઘણી વખત વીંટી કે અન્ય કોઇ ચકચકિત પદાર્થ તેની આંખ સમીપ ધરી રાખી તેની સામું તાકી રહેવા તેને કહેતો. આથી તે ફાલતુ વિચારોને હાંકી કાઢી એકચિત્ત થાય છે અને આપણા પ્રયોગની સફળતા બાબે પછી ભય રહેતો નથી.

અત્યાર સુધીની બધી ક્રિયા ' મેસ્મેરીઝમ 'ની વર્ણ-વાઇ. મોહિની વિદ્યા ( Hypnotism )ની ક્રિયા આ બધી ક્રિયા ઉપરાંત સૂચનક્રિયા છે. સૂચનક્રિયા અતિ મહત્વની છે અને તેથી ઘણા ઘણા અદ્દ્ભૂત પ્રયોગો થયા છે માટે તેનું મહત્વ દાખવવા તેનું વિવેચન એક જૂદા પ્રકરણમાંજ ( હવે પછીના ) કરીશું.



# પ્રકરણ ત્રીજું.

સૂચનક્રિયા એટલે શું? સૂચન એટલે કંઇ કરાવવા કે કંઇ વિચારાવવા, સ્પર્શથી, અવાજથી, શબ્દોથી, કે લખાણથી, શારિરીક કે માનસિક છાપ પાડવી તે; જે છાપ પાડ્યા અનુસાર સામો માણસ કરે કે વિચારે. આ ક્રિયાને સૂચનક્રિયા કહેવાય. આ સૂચનક્રિયા મેસ્મેર તથા તેના અનુયાયીઓને અસમ્મત છે; જ્યારે બ્રન્હીમ તથા અન્ય વિશારદોને તે માન્ય છે એટલુંજ નહિ પણ તેની ખાસ ભલામણ કરે છે. મારા મત પ્રમાણે તે ક્રિયા બહુજ અગત્યની છે. એ ક્રિયાની સહાય વડેજ મોહિનીએ ભસ્માસુરને ભસ્મીભૂત કર્યો હતો. નવાઇની વાત તો એ છે કે મેસ્મેર સૂચનક્રિયામાં માનતો ન હોવા છતાં તેની મદદ ઘણી લેતો. અગાઉ વાંચ્યા મુજબ તે સુવાસિક પુષ્પો, મીઠી સુરભિ, સંગીત, ઝાંખો દીપપ્રકાશ ઇત્યાદિની મદદ પોતાના પ્રયોગોના સાફલ્યાર્થે લેતો. આ તેની રીત સૂચનક્રિયાને લગતી છે; આથી એટલું સાબીત કરી શકાય કે સૂચનક્રિયા મોહિની વિદ્યામાં મુખ્ય ભાગ લેનારી ક્રિયા છે માટે તેની સંપૂર્ણ અને પદ્ધતિસર માહિતી મેળવવી એ પ્રત્યેક શીખાઉનું કર્ત્તવ્ય છે.

બર્ન્હીમ કહે છેઃ "હું કાળજીપૂર્વક કહું છું કે આ પ્રયોગમાં નિદ્રા આવશ્યક નથી અને મુગ્ધાવસ્થાની અસર તથા લાભ નિદ્રા વગર પણ થાય છે. ઘણા વિષેયોને ઉંઘાડ્યા વગર મેં મુગ્ધ કર્યા છે. વિષય જો પોતાની આંખો બંધ કરતો નથી કે રાખતો નથી તો હું મારી આંખો તરફ કે મારી આંગળીયો તરફ અમુક સમય પર્યંત જોઇ રહેવા તેને કહેતો નથી.......... માર્જનો અથવા તો વિધાયકની આંગળીયો કે આંખો તરફ તાકી રહેવું એ માત્ર ધ્યાનની એકાગ્રતા માટે છે અને તદ્દન આવશ્યક નથી."

માટે નિદ્રા ખાસ જરૂરની નથી પણ વિષયના ધ્યાનની એકાગ્રતા કરાવવી એ આવશ્યક છે. બર્ન્હીમ મોહિની વિદ્યા ( Hypnotism )ની નીચે પ્રમાણે વ્યાખ્યા આપે છેઃ—"મોહિની વિદ્યા એ એક ખાસ આધ્યાત્મિક અવસ્થા લાવવાની વિદ્યા છે, જે અવસ્થામાં સૂચનો બહુ અસર કરે છે. તે અવસ્થા આવશ્યક પગથીયું કહી ન શકાય પરંતુ મોહિની-વિદ્યાનો મૂળ આધાર સૂચનક્રિયાજ છે."

સૂચનનું મહત્વ દર્શાવવા ઉપરનું ટાંકણ બસ છે. પ્રયોગનું સર્વ સાફલ્ય સૂચન ઉપર આધાર રાખે છે.

સૂચનોથી થતાં લાભ અને અલાભથી આ પૃથ્વી ઉપરનો એકે શખ્સ મુક્ત નથી; જે લાભ અને અલાભ

લોકો બીજા કોઇ કાર્યનું પરિણામ સમજે છે; પરંતુ ખરૂં જોતાં તેઓ ભૂલે છે. મનુષ્યનું ભવિષ્ય પોતાના તથા બાહ્ય સૂચનોથી ઘડાય છે. ભગવાન્ પતંજલીએ કહ્યું છે:—

**यादृशी भावना तादृशी फलसिद्धिः**

પોતાની ભાવના પ્રમાણે મનુષ્ય પોતાનું ભવિષ્ય ઘડે છે. આ સત્ય આપણા પ્રજ્ઞ પૂર્વજોએ હજારો વર્ષો પૂર્વે શોધ્યું હતું જે અત્યારે તદ્દન ભૂલાઇ ગયું લાગે છે. હાલની આપણી પ્રજામાં ભાવના જેવું કંઇજ નથી. છેલ્લા થોડાક વર્ષમાં અભેદ અંધકારમાં કંઇકિ ઝાંખો પ્રકાશ દેખાય છે ખરો. આ ભાવનાને આપણે સૂચન કહીશું. કારણ કે મોહિની વિદ્યાના જ્ઞાતાઓ એ શબ્દનો (Suggestion) ઉપયોગ કરે છે. સૂચનની મનુષ્ય ઉપર કેમ અસર થાય છે અને મગજ તથા શરીર વચ્ચે શો સમ્બન્ધ છે એ હવે આપણે વાંચીશું.

મગજની શરીર ઉપર અમુક અંશે અસર થાય છે એ તો સર્વમાન્ય છે; પરંતુ કેટલે અંશે એ અદ્યાપિ માલુમ પડયું નથી. શરીરના એકાદ ગાત્રની અવ્યવસ્થા થતાંજ મગજને અસર થાય છે. અવ્યવસ્થિત ઉદર, ભારે જમણ, મદિરાનું જામ, નબળાં ફેફસાં, સડેલો દાંત, સૂઝેલી નસ વિગેરે શિરોવેદના, ભ્રમિત વિચારો, ગડગૂંમડ, ખરાબ રીતભાતો, ક્રોધ (હા અને અપશબ્દો

સુદ્ધાં ), ચિંતાતુર ભય, મર્દાઈની ખામી વિગેરેને જન્મ આપે છે.

એમ કહેવાય છે કે અપચાની વેદનાને લીધે નેપોલીયન વોટર્લુની લડાઇમાં હારી ગયો પરંતુ એ સત્ય હો વા અસત્ય છતાં પણ ઘણાઓએ અમૂલ્ય તકો ગૂમાવી છે; જીવનનો માર્ગ ભૂલ્યા છે. આ સઘળું શરીરના અમુક ગાત્રની અવ્યવસ્થાને લીધે ઉદ્ભવેલી મગજ ઉપરની ખરાબ અસરનું પરિણામ. અપચો, રક્તની તંગી, વીર્યની ઓછપ ઈત્યાદીથી મગજ ઉપર બહુ અસર થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે શારિરીક વેદના માનસિક વેદનાને જન્મ આપે છે.

મનુષ્યનું વાતાવરણ, આબોહવા, વસ્ત્રો, ઘરની વ્યવસ્થા, કાર્ય, ખોરાક અને બીજી એને લગતી હાલતો તેના મગજ ઉપર અસર કરે તો છેજ. શૂન્ય દિવસ, ધૂમસ, અતિશય ઠંડો પવન અને સૂસવાટા ભર્યો ઠંડો પવન, સખ્ત ગરમ દિવસ, લૂ, પ્રખર સૂર્યતાપ જ્યારે શરીરને અનુભવવા પડે છે ત્યારે મગજ ઉપર તેની કેવી અસર થાય છે? "સખત ગરમી" "અતિશય ઠંડી" "અત્યંત બફારો" નભમાં વિજળી ચમકે છે" "વરસાદ જરૂર પડશે" "આટલી ગરમી કેમ સહન થાય, માથું ફાટી જાય છે" "ઠંડી કંઈ ઠંડી; હાથ કળી પડે છે" વિગેરે સાધારણ વાક્યો તમે ઉચ્ચારો છો, જેથી તમે તમારા શરીરની તમારા મગજ ઉપર થયેલી અસ-

રનું ભાન કરાવો છો; માટે એ સિદ્ધ વાત છે કે શરીર મગજ ઉપર અસર કરે છે. અસર લાભદાયક હોય કિંવા નુકસાનકારક પણ હોઈ શકે.

હવે, મગજ અને વિચારોની શરીર ઉપર થતી અસર, મગજ ઉપર થતી શરીરની અસર કરતાં વધારે અસરકારક અને બળવત્તર છે. પુનઃ ભગવાન્ પતંજલીનું મહાવાક્ય ઉચ્ચારીશું:—

यादृशी भावना तादृशी फलसिद्धिः

"As a man thinketh in his heart, so is he." પોતાની વિચારસૃષ્ટિ મુજબ મનુષ્યનું જીવન ઘડાશે. "મન સર્વસ્વ છે; જેવી તમારી ભાવના તેવા તમે થશો," ભગવાન્ બુધ્ધે કહ્યું છે. એ વાક્ય કેટલું સત્ય છે? 'मनः एव मनुष्याणां कारणं बंध मोक्षयोः' આ વાક્ય પણ ઉપલી બાબતનું સમર્થન કરે છે.

મન શરીર ઉપર—સારી કે ખરાબ—ચકિત કરી નાંખે એટલા અંશે અસર કરે છે. મનની અમુક હાલત, પાચનશક્તિ ઉપર અસર કરે છે, ભૂખ મારી નાંખે છે, દુઃખ—પીડા વીસરાવી દે છે અથવા તો વધારી દે છે. હર્ષ, સારી વાતો, પાચનશક્તિ સારી કરે છે. ક્રોધ લોહી બગાડે છે જાણે કે વિષયની અસર થઈ. ક્રોધને મારવાથી, ઇંદ્રિયોને જીતવાથી, મજબૂત મન રાખી લાલચોને વશ થવાથી, ઉચ્ચ અને ઉદાર વિચારો કર-

વાથી શરીર નીરોગી, પુષ્ટ અને સુખી રહે છે. જે ભાવનાથી અમુક વ્યક્તિ પોષાયલી છે તે વ્યક્તિ તેના સંગમાં આવતી બધી વ્યક્તિ ઉપર પોતાની ભાવનાની થોડી ઘણી અસર કરશે. અને તેની ભલાઇ, લાયકાત, તંદુરસ્તી અને સુખ અથવા તેનો ક્રોધ, ઇર્ષ્યા આદિ દુર્ગુણો તેના સોબતીયો ઉપર જરૂર અસર કરશે.

આપણને ખબર છે કે ભય, ગાલોની સુરખી ઉડાડી દે છે, હૃદયના ધબકારા બંધ કરે છે, વાળ કલાકેકમાં સફેદ કરી દે છે કે મૃત્યુ આણે છે. ખરાબ સમાચારથી આવેલી ધ્રૂજારી શરીરનું ગાત્રેગાત્ર અને નસેનસ કંપાવી દે છે. કોઈ વખત ભય મનુષ્યને અમુક કાર્ય કરવા ઉત્સાહિત બનાવે છે જેમ કે હોસ્પીટલમાં આગ લાગી હોય ત્યારે અત્યંત બિમાર પણ જીવ બચાવવા ઉત્તેજીત થઇ મહેનત કરે છે. હર્ષ, દીલગીરી અને વાસનાઓ પણ શરીર ઉપર જબ્બર અસર કરે છે. તેથી મનુષ્યની જીંદગી લંબાય કે ટૂંકાય છે. આવા દાખલા આપણે ઘણી વાર જોઇએ છે કે જેઓ આખો દિવસ પેટના દુ:ખારાની, અજીર્ણની અને અન્ય કેટલીક ફર્યાદો કર્યા કરે છે પણ કશો ઉપાય કરતા નથી. આવા હજારો મનુષ્યો "ભાવના'ના (સૂચન-પદ્ધતિ) સિદ્ધાંતથી જાણીતા થઈ પોતાની ફર્યાદો દૂર કરી શકે. જે ફર્યાદો કરતો રહે છે અર્થાત્ ખરાબ સૂચનો લેતો રહે છે તે

તેવોજ રહેશે પરંતુ સમજીને જે સારા સૂચનો લેશે તે સુખી થશે. **પોતે પોતાને જેવો માને તેવો તે થાય.**

આ સૂચનો બધા પોતાનાજ થયા, જેને આપણે '**સ્વસૂચન**' કહીશું. આ બાબતમાં વધુ જાણવા મુંબાઇમાં પ્રગટ થતાં પ્રસિદ્ધ માસિક 'વીસમી સદી'ના અંકોમાં મારા "સ્વસૂચનાનું મહત્ત્વ" એ મથાળાવાળા લેખો વાંચકોએ વાંચી લેવા. તેમાં સ્વસૂચનથી એક મનુષ્ય પોતાનું આખું જીવન કેમ ફેરવી શકે એ સમજાવવામાં આવ્યું છે.

સ્વસૂચન ઉપરાંત બાહ્ય સૂચનની એટલે આસપાસના વાતાવરણની પણ બહુ અસર થાય છે. જેમતેમ દિવસો ગાળતાં મનુષ્યો ઉપર બાહ્ય સૂચનો ઘણી અસર કરે છે. કારણ કે તેઓમાં વિચાર કરવાની શક્તિ ન હોવાથી અન્યના વિચારો જલદી ગ્રહણ કરે છે અને વિચાર સત્વર કાર્યમાં પરિણમે છે. આત્મા, તેની શકિત અને તેની મહુત્તા જે શખ્સ જાણતો નથી, તેનામાંજ ભય ઉદ્દ્ભવવા પામે છે. આ ભય બહુ બૂરી ચીજ છે. સેંકડો શખ્સો ભયને લીધેજ બિમાર પડી જાય છે. બીજી બાજુ તપાસતાં જ્ઞાન એ શક્તિ છે. તે આશા અને તાકાત આપે છે; તે ભયને નસાડે છે, બદીને પાછી ઠેલે છે, શરીરમાં કંઇક ચમત્કારિક અસર કરે છે, મનને સબળ કરે છે, ચિત્તની એકાગ્રતા કરાવે છે, ઉચ્ચ

વિચારો કરાવે છે અને આનંદ, શાંતિ અને આરોગ્ય અર્પે છે.

લાચારી અને નિરૂપયોગીતાના પ્રત્યક્ષ તેમજ આડકતરા સૂચનો દરદી ઉપર ખરાબ અસર કરે છે જ્યારે ધૈર્ય, દ્રઢતા, દ્રષ્ટાંત અને નીરોગી વાતોથી-સાર સૂચનોથી તેની તબીયતમાં અવનવો સુધારો થાય છે.

કોઇ બિમારને, મિત્રને કે બાળકને "તેઓ માંદલ છે" એવું સૂચન કદિ ઠસાવવું નહિ. આવા સૂચને ઘણા નુકસાનકારક છે. ઘણી વખત શિક્ષક કે માબાપ છોકરાને કંઈ ન આવડે ત્યારે "ગધેડા જેવો છે' "બીલકુલ પત્થર" "કંઈ આવડવાનું નથી" "તને કંઇ આવડતું નથી" આવું આવું બકી કાઢે છે. આવા સૂચનો બાળકોના કુમળા મગજ ઉપર અતિશય ખરાબ અસર કરે છે. તે એમ માને છે કે તેને કંઈ આવડતું નથી, આવડવાનું પણ નથી, આવા સૂચનો જેના મગજમાં ઘર કરી બેસે તેનું ભવિષ્ય જ્વલંત બનાવવા તમે ખાહેશમંદ થાઓ એ કેટલું હાસ્યાસ્પદ છે? બાળકોમાં ભય પણ આમજ ઘુસવા પામે છે. બાળક અમુક સ્થળે જતો હોય તો " ત્યાં ભૂત છે" એમ કહી તેને તેની મા ડરાવે છે, રડતો હોય તો "બાવો આવ્યો" કહી છાનો રખાવે છે પણ તે ભલી માતાને થોડીકજ ખબર છે કે તે બાળક પેલા ભૂતવાળા સ્થળે જતાં આખી જીંદગી

ડરશે અને બાવાનું નામ સાંભળતાં રાડ પાડશે. પોતાના સંતાનોને ભારત માતાના ખરા સપુતો બનાવવા ઇચ્છતા દરેક માબાપે આવી બાબતોની ખાસ કાળજી રાખવાની છે કારણ કે બાળપણમાં ઘર કરી બેઠેલા સૂચનો આગળ જતાં સહેલાઇથી નષ્ટ થશે નહિ.

આ ઉપરથી સૂચનો શું છે એ સમજાયું. બહારના સૂચનોમાં જો સામો માણસ વિશ્વાસ રાખે અને તે પ્રમાણે માનતો થાય તોજ અસર કરે છે; પરંતુ બાળકો તો કાચી બુદ્ધિના હોવાથી ગમે તેનું માને છે માટેજ બાળકોની વધારે કાળજી લેવાની જરૂર છે. બાળપણમાં ઉચ્ચ અને તંદુરસ્તીના વિચારો તેના મગજ ઉપર ફેંકવામાં આવે તો તે બાળકનું ભવિષ્ય જાજ્વલ્યમાન થશે.

તસ્માત્ હુમેશાં ઉચ્ચ વિચારોને—સૂચનોને પોષો—ઉચ્ચ વાતાવરણમાં રહો એટલે ઉચ્ચ બાહ્ય સૂચનો ગ્રહણ કરો અને તમારૂં જીવન ઉચ્ચ થશે. બધાને હવે માન્ય છે કે સૂચનો મનુષ્ય ઉપર ઘણી અસર કરે છે. મોહિની વિદ્યાથી આણેલી મુગ્ધાવસ્થામાં વિષેયના શરીરનો દરેક ભાગ ચંચળ બને છે અને ખાસ કરીને મગજ તો તે વખતે અતિશય ગ્રાહકશક્તિ ધરાવે છે. મગજની આવી હાલતમાં જે સૂચનો આપવામાં આવે તે ભારે અસર કરે છે માટે પ્રયોગ કરી ઇષ્ટ પરિણામ લાવવા માટે આ સૂચનક્રિયાની ખાસ અગત્ય છે. માર્જનક્રિયાથી વિષેયને ઉંઘાડી શકાય છે પરંતુ તે

વિષેયની અમુક આદત વિસરાવી દેવામાં, દરદ મટાડવામાં વિગેરે બીજા કામમાં સૂચનક્રિયાજ મુખ્ય છે. આ ઉપરથી વાંચકો સૂચનક્રિયાનું મહત્વ સમજી શકયા હશે. એ ક્રિયાની આટલી આવશ્યકીયતાને લીધે યૂરોપ, અમેરીકાના મોહિની વિદ્યા–વિશારદો એ ક્રિયાનો ખાસ ઉપયોગ કરનારા છે અને લગભગ ઘણાખરા પુસ્તકોમાં સૂચનક્રિયાની આવશ્યકતા દર્શાવી છે.

## પ્રકરણ ચોથું.

માર્જનક્રિયાની થોડીક વધુ આવશ્યકીય માહિતી આપ્યા પછી પ્રયોગનો વિધી વર્ણવીશું. આ ક્રિયા કેટલે અંશે અગત્યની છે એ વાંચકોએ અગાઉના પ્રકરણો ઉપરથી જાણ્યું છે. જોકે તે વિષેયના ચિત્તની એકાગ્રતા અર્થે ઉપયોગી છે અને નિદ્રા લાવવાનું મુખ્ય સાધન છે તોપણ તેમાં રહેલી અજાયબી ઉપજાવવાની શક્તિ ખાસ અદ્દભૂત ગણાય. નિઃશબ્દ શાન્તિ પ્રસરેલી હોય એવા વખતે હસ્તોની ઉર્ધ્વ–અધઃ ગતિ જોનારને કેટલી અદ્દભૂત અને ગુહ્ય લાગે ? ગમે તેમ પણ વાચાના ધ્વનિથી કરેલો પ્રયોગ જોનારના હૃદયને નિઃશબ્દ શાન્તિમાં હસ્તની ગતિ (માર્જનક્રિયા) વડે કરેલા

પ્રયોગ જેટલી અદ્દભૂતતા અનુભવાડતો નથી. પરંતુ માર્જનક્રિયા વડે આણેલી નિદ્રાની અસર સૂચનક્રિયાથી આણેલી નિદ્રાની અસર જેટલી ગાઢ અને ચિર હોતી નથી. આવી બાબતના મતમતાંતર ઘણા છે છતાં હું તો નિશ્ચય ઉપર આવ્યો છું કે બન્નેના સંઘટિત બળથી કરેલા પ્રયોગો ખરેખર સફળ થાય છે.

આપણામાં રહેલી ઓજસ્ શક્તિ બીજા ઉપર વર્ષાવવાની રીતને માર્જનક્રિયા કહે છે. આ માર્જનક્રિયા હાથની ભિન્ન ભિન્ન પ્રકારની હીલચાલથી થાય છે. ઓજસ્ મનુષ્યના હસ્તોની આંગળીયોના ટેરવેથી ઝરે છે. માટે હસ્તોની હીલચાલ અગત્યની છે. વિષયની ઉપર જૂદી જૂદી અસર આણવાને હાથોની જૂદી જૂદી હીલચાલ જરૂરની છે અને તે હીલચાલને જૂદા જૂદા નામો અપાયેલા છે. મોહિની–મુગ્ધ કરવા માટે માર્જનો વપરાય છે, મુગ્ધાવસ્થા નષ્ટ કરવા માર્જનો વપરાય છે, શરીરના અમુક ભાગને કે આખા શરીરને જડ કરી દેવા માટે માર્જનોનો ઉપયોગ થાય છે આવા દરેક જાતના માર્જનો જૂદી જૂદી રીતે કરાય છે. બધા મળી માર્જનો ચાર જાતના છે, જેવાં કે:—**સંપૂર્ણ માર્જન; વિરામ માર્જન; સંક્ષિપ્ત માર્જન અને એકાગ્ર માર્જન.** તેમાંના કેટલાક અધોગામી (માથાથી પગે જતાં) હોય છે, જેને આપણે **અધોગામી માર્જન કહીશું.** કેટલાક એનાથી વિરૂદ્ધ રીતે થાય છે એટલે કે

પગેથી માથા સુધી લઇ જવાય છે જેને આપણે ઉર્ધ્વ-ગામી અથવા તો વિષમમાર્જન કહીશું.

સંપૂર્ણ માર્જન–આ માર્જનનું નામજ તેનો ગુણ સૂચવે છે. આ માર્જન વિધેયના શિરોભાગથી શરૂ થઇ આખા શરીર ઉપર થઇ પગ સુધી કરવામાં આવે છે અથવા તો તેનાથી ઉંધુ એટલે કે પગના ટેરવેથી શરૂ થઇ આખા શરીર ઉપર થઇ માથાની ટોચ સુધી. આવા અધોગામી માર્જન કરતી વખતે તમારા હાથો વિધેય તરફ ખભાથી બરાબર સીધા લંબાયેલા હોવા જોઇએ. પંજો ઉંધો રાખવો તથા વિધેયના ચ્હેરાને ન સ્પર્શતાં એકાદ ઇંચનું અંતર રાખવું. આમ હાથો રાખતી વખતે જો તમારી આંગળીચો દુઃખવા આવે તો આરામ લેવા તેને નીચે ન વાળતાં ઉપર વાળવી. આંગળીચો ઉઘાડી રાખવી એટલે કે દરેક બબ્બે આંગળીચો વચ્ચે ઠીકઠીક અંતર રાખવું, જેથી એક આંગળીનો બીજીને સ્પર્શ ન થાય.

આ પ્રમાણેની તમારા હાથની સ્થિતિ કરી, તમારે જરાક હાથો ધ્રૂજાવતાં ધ્રૂજાવતાં વિધેયના સરથી ચરણ સુધી લાવવા. ચરણ સુધી હાથો આવ્યા કે સંપૂર્ણ માર્જન પૂરો થયો કહેવાય; પણ હાથને ખંખેરવાની જરૂર છે. આથી બાહ્ય ખરાબ અસર હાથો દ્વારા નીકળી જવા પામે છે અને નવા માર્જન માટે ઓજ-સનો નવિન પ્રવાહ તૈયાર થાય છે.

બીજો માર્જન આરંભવા, હાથો ખંખેર્યા પછી તરતજ ચપળતાપૂર્વક હાથો ઉંચ્ચે સર આગળ લઇ જવા. આટલું ધ્યાન રાખવું કે ખંખેર કર્યા પછી હાથોની મુઠી વાળી ઉપર લેવા, નહિ કે ખુલ્લા. આ બંધ હાથોથી–મુઠી વાળેલા હાથોથી તમારૂં ઓજસ્ વહી જતું અટકે છે. આ પ્રમાણે એક માર્જનના અન્તે ખંખેર જરૂર કરવો અને મુઠી વાળવી અને બીજા માર્જનની શરૂઆત વખતે મુઠી વિધેયના માથા સમીપ લાવી તેના ઉપર મુઠીમાંથી કંઇ નાંખતા હોઇએ તેમ મુઠી ઉઘાડી પૂર્વવત્ હાથોને ધ્રૂજાવતાં ચરણ સુધી લાવવા. આ સંપૂર્ણ અધોગામી માર્જનો થયા.

ઉર્ધ્વગામી કે વિષમ સંપૂર્ણ માર્જનો અધોગામી સંપૂર્ણ માર્જનોથી આણેલી અસર નષ્ટ કરવામાં ઉપયોગી છે. તેના ઉપયોગ બરાબર ઉંધી રીતે થઇ શકે છે. આમાં ચરણથી શરૂઆત કરવાની છે અને હાથના પંજા ઉંધા રાખવાને બદલે ચત્તા રાખવાના છે. બાકી બધી સૂચનાઓ અધોગામી માર્જનો પ્રમાણેનીજ છે. વિરૂદ્ધ રીતથી વિરૂદ્ધ પરિણામ આવે છે, એ તો દેખીતું છે.

**વિરામ માર્જન:**—આ માર્જનનો ગુણ પણ તેના નામ ઉપરથી સ્પષ્ટ વર્તાઇ આવે છે. વિધાયક જ્યારે ઘણા સંપૂર્ણ માર્જનો કરી થાકી જાય અથવા તો જ્યારે તે સંપૂર્ણ માર્જનો અનાવશ્યક ધારે ત્યારે વિરામ

માર્જનોનો ઉપયોગ કરી શકાય છે. આવા માર્જનો વિધેયના શિરોભાગથી શરૂ થઇ નીચે જાય છે; પરંતુ સંપૂર્ણ માર્જનની માફક ઠેઠ ચરણ સુધી જતાં નથી. તે તો માત્ર ગુંઠણ પર્યંત, કમર પર્યંત, ડુંટી પર્યંત, છાતી પર્યંત કે હડપચી પર્યંતજ નીચે લઇ જઇ શકાય છે, પછી જેવી જરૂરીયાત. તેની ક્રિયા સર્વાંશે સંપૂર્ણ માર્જનની જેવીજ છે. માર્જનના અન્તે તથા નવિન માર્જનની શરૂઆતે અનુક્રમે હાથનો ખંખેર અને મુઠ્ઠીનું ઉઘાડવું આવશ્યકજ છે. ખરૂં જોતાં વિશ્રાન્તિને ખાતર સંપૂર્ણ માર્જનના ભાગલા પાડેલો એ માર્જન કહેવાય. વિરામ માર્જનથી વિશ્રાન્તિ મળે છે એ ઉપરાંત અન્ય એ લાભ છે કે શરીરના અમુક ભાગ ઉપર વધારે ઓજસ્ ઝર્યું હોય કે ઓછું ઝર્યું હોય તો તેની ક્રિયાથી સમતા જળવાઇ રહે છે.

**સંક્ષિપ્ત માર્જન**:—આ માર્જન શરીરના અમુક ભાગ કે ગાત્રને જડ કરી દેવા માટે વપરાય છે. આ માર્જનનો આરંભ આગલા બે જાતના માર્જનોની માફક શિરોભાગથી થતો નથી. તેની મદદથી શરીરનું ગમે તે ગાત્ર બીજા ગાત્રને જરા પણ અસર કર્યા સિવાય જડ કરી શકાય છે. ધારો કે હાથને જડ બનાવવો છે—અન્ય કોઇ ગાત્રને નહિ—તો સંક્ષિપ્ત માર્જનનો ઉપયોગ કરવો પડે છે. આ બાબતમાં સંક્ષિપ્ત માર્જન ખભેથી શરૂ થાય છે અને નિયમ પ્રમાણે ધ્રૂજાવતાં ધ્રૂજાવતાં

હાથોને આંગળીયોના ટેરવાં સુધી લાવવા. પુનઃ આરંભ કરવાની રીત પૂર્વવત્‌જ છે. આ પ્રમાણે શરીરના ગમે તે ભાગને જડ કરવા માટે આ માર્જનની મદદ લેવાય છે. જેટલા ભાગ ઉપર ખાસ અસર કરવી હોય તેનાથી જરાક ઉપરના ભાગથી માર્જનનો આરંભ કરવો અને જ્યાં અસર બીલકુલ ન કરવી હોય ત્યાં હાથો અટકાવી દેવા અને વળી શરૂઆતથી નવિન માર્જન કરવો, એ વાત ખાસ ધ્યાનમાં રાખવી.

**એકાગ્ર માર્જનઃ**—અમુક બિંદુ ઉપરજ અસર કરવા માટે ઉપલા માર્જનનો ઉપયોગ થાય છે. આગળના ત્રણે માર્જનોથી આ જૂદીજ જાતનો માર્જન છે. આમાં અમુક બિંદુ કે સ્થળ ઉપર હાથની આંગળીયોની ધ્રુજતી ગતિથી અસર કરવાની છે. તેમાં આખો હાથ લંબાવવાની જરૂર નથી. આરંભમાંજ હાથની આંગળીયો વચ્ચે એકેક ઇંચનું અંતર રાખવું અને જે બિંદુ ઉપર અસર કરવાની હોય તેનાથી એકાદ ઇંચ ઉંચે પંજો ધરી રાખવો. પછી આંગળીયો કંપાવવી અને કંઇ ખંખેરતાં હોઇએ તેમ ઓજસ્‌નો પ્રવાહ ચાલુ કરી દેવો. પ્રવાહની ગતિ અસ્ખલિત રહે તે માટે તમારા મોંમાંથી ગરમ શ્વાસ આંગળીયો ઉપર સતત્ ફુંક્યા કરવો.

શરીરનો જે ભાગ નિર્બળ થઇ ગયો હોય તે સબળ કરવા એકાગ્ર માર્જન વપરાય છે. જખ્મ, ઉઝરડો કે દુઃખારો મટાડવામાં, કાન, આંખ કે ગમે તે નૈસર્ગિક

શક્તિ વિનાના ગાત્રોને સબળ બનાવવામાં એકાગ્ર માર્જનનો ઉપયોગ કરી શકાય. આ માર્જન થોડોક વખત કર્યા પછી હાથને તે ગાત્રથી એકાદ ફુટ દૂર લઇ ખંખેરવો અને પુનઃ પૂર્વવત્ શરૂઆત કરવી–પછી જેવી અગત્ય.

માર્જનો કરવાની બીજી બે વધારે રીતો છેઃ—

૧. તમારા વિષેયના શરીરના સંબંધમાં હાથો રાખી કરવા તે.

૨. હાથો તેના શરીરના સંબંધમાં રાખી નહિ પરંતુ બને તેટલા સમીપ–માત્ર તેના શરીરને સ્પર્શ કર્યા વગર.

પ્રથમ માર્જનનું નામ સ્પૃષ્ટ માર્જન ને બીજાનું નામ અસ્પૃષ્ટ માર્જન છે.

સ્પૃષ્ટ માર્જનો વિષેયના શરીરમાં ચેતન અને ચંચળતા આણે છે. (૧) જ્યારે મનુષ્યને ઉદ્દીપનની અગત્ય હોય; (૨) જ્યારે વિષેય ઉપર જડતા આણવી હોય; (૩) અમુક દરદો સાજાં કરવાં હોય અને (૪) શરીરના અમુક ભાગને જડ અને નિશ્ચેતન કરવો હોય ત્યારે સ્પૃષ્ટ માર્જનનો ઉપયોગ કરવો.

અસ્પૃષ્ટ માર્જનો પણ ચેતનસંચારક છે. આથી ઉદ્ભવેલું ચેતન વિષેયને અન્તે મોહિની–નિદ્રામાં નાખી દે છે. (૧) વિષેયને અખંડ શાંતિ આપવા. (૨) શરીરના અમુક ભાગને ચૈતન્યવાળો કરવા અને (૩) સ્પૃષ્ટ

માર્જનથી આણેલી જડતા દૂર કરવા ચૈતન્ય પેદા કરવા અસ્પૃષ્ટ માર્જનો વપરાય છે.

માર્જનક્રિયાનું આટલું જ્ઞાન નવિન અભ્યાસીને બસ છે. જ્ઞાન તો તમારી પાસે છે પણ પ્રયોગક્રિયા તમે નથી કરી. આટલું વાંચ્યા પછી તમને પ્રયોગ કરવાનું દીલ થાય તો કંઇ નવાઇ જેવું નથી. તમારામાં (ઓજસ્) મોહિની–શક્તિ કેટલી છે એ તમને ખબર નથી માટે પ્રથમ તો નાની શરૂઆત કરવી. છતાં પણ આ તમારો પ્રથમ પ્રયાસ છે માટે સંપૂર્ણ શ્રદ્ધા ખંત તથા નિયમથી કામ લેવું આવશ્યક છે. આ પ્રમાણે શરૂઆત કરો:—જ્યાં જ્યાં તમારાથી છૂટ લઇ શકાય તેમ હોય ત્યાં ત્યાં તે શખ્સના ખભા ઉપર બીલકુલ તેના દીલમાં સંદેહ ઉપજાવ્યા વગર હાથ મૂકવો. તેની સાથે રસિક અને માધુર્યપૂર્ણ વાતો કરો જેથી બન્ને મશગુલ થઇ જાઓ અને બન્ને વચ્ચે એકતા પ્રસરી રહે. આ વખતે તમારા હાથ વિષે સતત તમે ધ્યાન ધર્યા કરો. હવે ઇચ્છા કરો કે તમારામાંની વિદ્યુચ્છક્તિ ( ઓજસ્ ) હાથ વાટે બહાર નીકળી તેના ખભા ઉપર અસર કરે. જો આ પ્રયોગ કાળજીપૂર્વક થાય તો ઘણાખરા પ્રયોગોમાં પેલો શખ્સ અચાનક જાણે વિજળીના તારને સ્પર્શતાં આંચકો લાગે તેવો આંચકો અનુભવશે. આ પ્રમાણે વારંવાર આ પ્રયોગ અજમાવો.

આવી જાતનો બીજો પ્રયોગ 'શેકહેન્ડ' કરતી વેળાએ પણ થઇ શકે. વાતો કરતાં કરતાં હાથનો કબજો છોડવો નહિ અને વિદ્યુચ્છક્તિ તમારા હાથમાંથી વહી તેના હાથને અસર કરે એવી શ્રદ્ધાપૂર્વક ઇચ્છા કરો અને તમે સફળ થશો. અમેરીકાનો મોહિનીવિદ્યા વિશારદ રેલ્વેમાં મુસાફરી કરતી વખતે પડખે બેઠેલા ઉતારૂઓ ઉપર વારંવાર આવા અખતરા કરતો. ગુંઠણે ગુંઠણ અડકાડી તે ઇચ્છા કરતો અને સામો શખ્સ આંચકો અનુભવતો. ઉપલા અખતરા કરતાં જે જે શખ્સો ઉપર તમારી શક્તિની અસર થાય તેના ઉપર જરૂર મોટા પ્રયોગો સફળ થશે, માટે એવા એકાદ શખ્સને વિધેય કરી તમારા બીજા પ્રયોગો અજમાવવા. ઉપર કહેલી મનુષ્યમાં રહેલી વિદ્યુતશક્તિ બે પ્રકારની છે. (૧) સમ (૨) વિષમ. સમ શક્તિવાળો વિધાયક એટલે પ્રયોગકર્તા બની શકે છે અને વિષમ શક્તિવાળો વિધેય એટલે જેના ઉપર પ્રયોગ થાય છે તે બની શકે છે. આ પ્રમાણેની બે વિરૂદ્ધ શક્તિયોના સંમિલનથી પ્રયોગનું સાફલ્ય અનુભવાય છે; જેવી રીતે વિજળીના નેગેટીવ અને પોઝીટીવ તારોના મિલનથી વિદ્યુત ઉદ્ભવે છે.

પ્રયોગકર્તાએ ઉપલી માહિતી જાણ્યા પછી વિધેયને–યોગ્ય વિધેયને ગોતી કાઢવા મહેનત કરવી જોઇએ.

વિષયો કેમ મેળવવા.—તમારા પ્રયોગના સાફલ્યાર્થે બનતા સુધી રાજીખુશીથી બહાર પડેલા વિષયો ઉપરજ વિદ્યા અજમાવવી. જો કોઇ રાજીખુશીથી બહાર ન પડે તો કોઇને આજીજી કરો–આમંત્રો એટલે કે વિષય થવા કોઇને સમજાવો. કદાપિ કાલાવાલા કરવા નહિ કારણ કે આથી તમારી શક્તિ સમ મટી વિષમ બની જાય છે અને તમે તમારી કિંમત ઘટાડો છો. વિનયથી સામાને પૂછવું, જેમ કે:—"આપ સાહેબ વિષય થવા માટે રાજી છો?" આ વખતે તે શખ્સનો કર તમારા કરમાં લ્યો અને તેની યોગ્યતા તપાસો. વળી આગળ ચલાવો: "તમારા ઉપર અગાઉ કોઇએ આવો પ્રયોગ કર્યો હતો?" "તમને ખબર છે કે મોહિની–નિદ્રા, પ્રયોગકર્તાના શરીરમાંથી વિદ્યુત્–શક્તિ વિષયના શરીરમાં પ્રવેશવાથી ઉદ્દભવે છે?" વિગેરે. આવા અન્ય કેટલાક પ્રશ્નો મૂકી તેને તમારી ઇચ્છાને અધીન કરવો. શનૈ: શનૈ: તે પીગળતો જશે અને અન્તે તે વિષય થવા કબૂલ કરશે–તૈયાર થશે.

ઉપર પ્રમાણેની રીતથી ઘણા વિષય થવાને પાત્ર જણાય છે. આ પ્રમાણે આવા વિષયમાંના એક ઉપર તમે જેમ જેમ વધારે પ્રયોગો કરતા જશો તેમ તેમ તમારો પ્રયોગ એક સહેલ માત્ર થઇ જશે. પરંતુ વિધાયકે તો હમેશાં પ્રયોગ કરવા તત્પર રહેવું જોઇએ–ભલે પછી તે ગમે તે શખ્સ ઉપર કરવાનો હોય. એ સત્ય

છે કે જે શખ્સની પાત્રતા વિધાયકે તપાસેલી છે તે શખ્સ મળે તો વધારે સારૂં. આથી પ્રયોગકર્તાની શક્તિનો નિરર્થક વ્યય થતો નથી અને અન્ય લાભ એ કે એ અણવપરાયેલી શક્તિ અગત્યના સમયે ખપ લાગે. હવે મોહિની-નિદ્રાનું આરોપણ કેમ કરવું તે અગત્યનું છે. તે રીતિ સમજાવ્યા પૂર્વે મોહિની-નિદ્રા શા ખપની છે તે જોઇએ.

મોહિની-નિદ્રાનો ઉપયોગ:—મોહિની નિદ્રા વૈદાં તરીકે બહુ વપરાય છે. આથી એવા એવા અદ્‌ભુત અધ્યાત્મિક અને ઉચ્ચ કોટીના દૃશ્યો દેખાડી શકાય છે કે તેથી મનુષ્યને પોતાના આત્માની અનન્ત શક્તિનું ભાન થાય છે. નિર્બળ મનુષ્યને સબળ બનાવવામાં મોહિની નિદ્રા અદ્‌ભૂત અસર કરે છે. જેની માનસિક, જ્ઞાનતંતુવિષયક કે શારિરીક સ્થિતિ બગડી ગઇ હોય તેને સંપૂર્ણપણે આરામ આપી મોહિની નિદ્રા નીરોગી બનાવી દે છે. જેને રાત્રે બરાબર ઉંઘ ન આવતી હોય તેને ગાઢ નિદ્રા લેતો કરી શકાય છે. બિમાર માટે એ એક આશિર્વાદરૂપ છે. આત્મોન્નતિનું મોહિની-નિદ્રા પગથીયું છે. સમાધિને પોતાની મેળે પોતાના ઉપર આણેલી મોહિની-નિદ્રા કહે છે. મોહિની-નિદ્રા એ ગુપ્ત વિજ્ઞાનશાસ્ત્રનો ખૂલ્લો થયેલો ભાગ છે. મોહિની-નિદ્રામાં દેખાડેલા કેટલાક દૃશ્યો કુદરત અને વિજ્ઞાનના ભેદો ઉઘાડા કરી આપે છે.

આ પ્રમાણે આવી અદ્ભૂત મોહિની-નિદ્રા કેમ આણવી તે જોઇએ. બધી મળીને ત્રણ રીતો છે, જેમાંની દરેકનું નીચે પ્રમાણે સંક્ષિપ્ત વર્ણન છેઃ—

## મોહિની-નિદ્રા ઉત્પન્ન કરવાની રીતો.

પહેલી રીત.—તમે અગાઉની કસોટી કરી યોગ્ય વિષેય મેળવી લીધેલો છે એમ ધારી હું આગળ વર્ણન કરૂં છું. તે સારો વિષેય છે. બીલકુલ તમને અડચણ ન નડે એવી જગ્યા પ્રયોગ માટે પસંદ કરો. ત્યાં અખંડ શાન્તિ હોવી જોઇએ. આજુબાજુના સ્થળો પણ એવા ન હોવા જોઇએ કે જેથી વિષેયનું કે તમારૂં ધ્યાન તે ભણી ખેંચાય. તમારા વિષેયને ખુરશી ઉપર બેસવા કહો—તદ્દન આરામથી બેસવા કહો. તમને પસંદ પડે તો તમે ઉભા રહો અથવા તો સામે બેસી જાઓ. તેને શાન્તિ ધારવા કહો અને મન તથા શરીરને પૂર્ણ આરામ આપવા કહો. વિધી કરાવવાની આતુરતા રાખવા તેને 'ના' કહો અને પ્રયોગના સાફલ્યની બહુ ચિંતા પણ તેને કરવા ના દો. હવે તેનું માથું જરાક નમાવો અને ઝોંકા આવતી વખતે માથું નમી જાય તેવી સ્થિતિમાં રાખો. તેના હાથો તેના ગૂંઠણ ઉપર મૂકો અને બન્ને પગો ભટકાવીને રાખો પણ જો તમે બેઠેલા હો તો તેના પગો વચ્ચે તમારો એક પગ રાખો. આ પ્રમાણે તમારા વિષેયમાં શક્તિ-વિષમતા ઉદ્ભવશે, જે તમારી શક્તિ



પ્રયોગની શરૂઆત ( જુઓ પાનું ૫૬ )

–સમતાને અધીન થવાથી પ્રયોગનું સંપૂર્ણ સાફલ્ય થાય છે. હવે તેના હાથો ક્ષણ બે ક્ષણ તમારા હાથોમાં પકડી રાખો. (તમે બેઠેલા હો કે ઉભેલા હો, તેનો વાંધો નહિ). પછી તેનો જમણો હાથ તમારા જમણા હાથમાં પકડી, ડાબો હાથ તેના ખભા ઉપર મૂકી, અગાઉ બતાવ્યા પ્રમાણે, ઇચ્છા કરો કે તમારામાં રહેલી વિદ્યુત્–શક્તિ તેના ઉપર અસર કરે. દૃઢપણે અને એકાગ્રપણે એકાદ મિનીટ તેના ચક્ષુઓ સામે તાકી રહો. અને તમને લાગે કે તમારા બન્ને વચ્ચે એકતા જામી રહી છે ત્યારે તેની આંખો બંધ કરવા તેને કહો. હવે હાથ છોડી દો અને સંપૂર્ણ માર્જન કરવાની શરૂઆત કરો. આ માર્જનો માથેથી શરૂ કરી ચરણ પર્યંત લઇ જવાં અને મિનીટમાં ચાર કે પાંચ કરવાં. દરેક માર્જનના સમાપ્ત થયા પછી હાથ ખંખેરવાની ખાસ કાળજી રાખો અને નવિન માર્જનના આરંભ વખતે પણ તેમ કરવાનું ધ્યાનમાં રાખો. આવા બારેક માર્જનો કર્યાં પછી અથવા તો તમે શ્રમિત થઇ જાઓ ત્યાર પછી તમારે વિરામ માર્જનો કામે લગાડવાં, જેથી ક્રિયા બંધ કર્યાં વગર તમે આરામ લઇ શકો. વિષયની આંખો ઉપર એકાગ્ર માર્જનો કર્યાથી પણ લાભ થાય છે. આંખો જ્યારે ભારે થતી દેખાય કિંવા નિદ્રાનાં ચિન્હો બતાવતી જણાય ત્યારે એકાગ્ર કે સ્થાનિક માર્જનોનો ઉપયોગ કરવો.

દશ મિનીટ પર્યંત માર્જનક્રિયા કર્યા પછી તમારો વિષેય ઝોંકા ખાતો દેખાશે. આવી સાદી નિદ્રાની નિશાની મોહિની-નિદ્રાનું પણ ચિહ્ન છે. આવી નિશાની જોવાથી તમારો કાર્ય કરવાનો ઉત્સાહ વધે છે. તમારા વિષેયનું મસ્તક ધીમે ધીમે ગૂંઠણ સુધી નમી જાય ત્યારેજ તમારે સંતોષ માનવો જોઇએ. આવી સ્થિતિ વિષેયની થાય એટલે તમારે તેના માથાથી ગૂંઠણ પર્યંત વિરામ માર્જનો કરવા માંડવાં અને વચમાં વચમાં સંપૂર્ણ માર્જન પણ કરી લેવો. આથી આખા શરીર ઉપર સરખી અસર થાય. ઉપર પ્રમાણે વિષેયે મસ્તક નીચે નમાવી દીધું હોય ત્યારે તેની ગરદનના પાછળના ભાગ ઉપર ફુંક મારવી અને ત્યાંથી તે કમર પર્યંત વાંસાના કરોડ રજ્જુ ઉપર માર્જનો કરવાં.

હવે પછી જે સ્થિતિમાં વિષેય મૂકાય તે સ્થિતિ મોહિની-નિદ્રારોપણની છે. પછી, તે જરાક કે ગાઢ પણ હોઇ શકે. પરંતુ તે નિદ્રા ગાઢ છે કે જરાક છે તે તપાસી જોવા વિષેયને જગાડવો હોય તેમ આમતેમ હલાવી જોવો. આ કસોટીથી જો તે ગાઢ નિદ્રામાં હશે તો તે મોજથી ઉંઘ્યાજ કરશે અને બીલકુલ હરકત વગર વધારે ને વધારે ઘોરવા માંડશે. આવી કસોટીથી વિષેય જો જાગી ન જાય તો તે સંપૂર્ણપણે મોહિની-નિદ્રાધિન થયો છે તેમ જાણવું.

વિધેયની ચોગ્યતા ઉપર પ્રયોગ માટે જોઇતા સમયનો આધાર રહે છે. પરંતુ ઘણી ખરી બાબતોમાં ઓછી નહિ પણ વીસ મિનીટ તો બસ થશે. આટલો વખત (વીસ મિનીટ) પસાર થયા પછી નિદ્રાની કંઇ પણ દેખીતી નિશાની દેખાય નહિ તો પ્રયોગ બંધ કરવો ઠીક છે અને બીજા કોઇ દિવસે કે વળતેજ દિવસે અખતરો કરો.

આ તો સત્ય છે કે જેમજેમ તમે પ્રયોગમાં સફળતા મેળવતા જશો તેમતેમ તમને ઓછી મહેનત પડતી જશે અને ત્વરિત પરિણામ—નિદ્રા આવતી જશે. પ્રથમ પ્રયોગે નિદ્રારોપણ કર્યા પછી બીજા પ્રયોગમાં તમારે ભય જેવું કંઈ નથી. પછી તો જરાક ઇચ્છાશકિત વાપરીને થોડાંક માર્જન કર્યા કે વિધેય થઇ જશે મોહિની—નિદ્રાવશ.

બીજી રીત.—વિધેયની પરીક્ષા કર્યા પછી ચોગ્ય વિધેય મેળવો. તેને ઉભો રાખો અને ગાત્રેગાત્ર ઢીલા કરી દેવા કહો. આજુબાજુ અખંડ શાન્તિ પ્રસરેલી હોવી જોઇએ. હવે તેનું માથું તથા ખભા જરાક આગળ નમાવો. તેના હાથો ઢીલા રાખવા કહો અને તેને પણ જરાક આગળ લાવો. આથી આખું શરીર શિથીલ થઈ આરામમાં રહેશે. તેની પીઠના મધ્યસ્થ ભાગ પર બન્ને ખભાના અસ્થિયો વચ્ચે તમારો જમણો હાથ મૂકો અને ડાબો હાથ તેના કપાળ ઉપર

હળવો રાખવો. તમારો ડાબો પગ જરા આગળ પડતો અને તેના પગોના સ્પર્શમાં રહેવો જોઇએ. તેના બન્ને પગો સાથે રખાવવા. તમારો ડાબો ગૂંઠણુ તેના ગૂંઠણોને અડકાડી રાખવો જેથી તમારા બન્ને વચ્ચેનો સમ્બન્ધ જળવાઇ રહે. આ પ્રમાણે થોડીક મિનીટ ઉભા રહ્યા પછી તમારા જમણા હાથવડે પહેલી રીતમાં દર્શાવ્યા મુજબ તેની ગરદનના પછવાડેના ભાગથી કમર પર્યંત વાંસાના કરોડરજ્જુ પર સંક્ષિપ્ત માર્જનો કરવા માંડો. વચમાં વચમાં તમારા ડાબા હાથે, તેના કપાળ ઉપર, આંખો ઉપર અને ગાલો સુધી માર્જનો કરતા રહો. ગરદનના પછવાડેના ભાગ ઉપર અને આખા કરોડરજ્જુ ઉપર પછી ફુંક મારો. આ ક્રિયા કરતી વખતે તમારા બન્ને વચ્ચેનો ગૂંઠણનો સંબંધ તૂટી જાય તો વાંધો નહિ.

ઉપર પ્રમાણે ક્રિયા ચાલુ રાખો અને તમારા વિધેયના અંગમાં ધ્રૂજારી છૂટે અથવા તો આંખો બંધ કરવા માંડે એટલે તેનો હાથ તમારા જમણા હાથમાં લઇ તેને ઉંઘવાનું સૂચન આપો. વળી માર્જનો ચાલુ કરો અને તમારો વિધેય સમતોલપણું ખોઈ ઉંઘવાની હેજતમાં ઉભો રહી ન શકે તત્પર્યંત માર્જનો કર્યાજ કરો. આખો વખત આ પ્રયોગમાં સાવચેત રહેવું કારણ કે એકાએક વિધેય પછવાડે પડી જાય માટે તેને આધાર આપવો જોઇએ. ને પડે કે તમારા હાથો ઉપર તેને પડવા દો

એટલે કે તમારા હાથો ઉપર તેની પીઠ આવે તેમ તેને ઝીલી લ્યો. પછી સૂચન આપો અને દૃઢ ઇચ્છા કરો કે તમારા હાથોના લઇ લેવા સાથે તે પછવાડે પડવા માંડે અને તમારા હાથો લઇ લ્યો. જો તે પડવા માંડે તો તેને પકડી જમીન ઉપર સૂવાડો–તેને ચત્તો સૂવાડવો. વારંવાર 'ઉંઘી જાઓ' 'ગાઢ નિદ્રા લ્યો' વિગેરે સૂચનો ઉચ્ચારતાં તેના શરીર ઉપર ત્વરિત સંપૂર્ણ માર્જનો કરો. થોડીક મિનીટમાં તેના ઉપર મોહિની–નિદ્રા સામ્રાજ્ય ચલાવતી થશે. અગાઉ પ્રમાણે નિદ્રાની કસોટી કર્યા પછી તમારી ઇચ્છા પ્રમાણે તેને કરાવી શકો. હવે નિદ્રા ઉડાડવા માટે ઉર્ધ્વગામી માર્જનો કરો અને તે શુદ્ધિમાં આવી જશે.

ઘણા વિદ્યાર્થીઓ પૂછે છે કે વિષય–નિદ્રાવશ કેટલો સમય રહે? આનો પ્રત્યુત્તર એ છે કે જો તેને ત્રાહિત આદમી અડચણ કે હેરાન કરે નહિ તો તે બેથી આઠ કલાકે જાગે અથવા તો રાત્રે જેટલો વખત તે ઉંઘતો હોય તેટલો વખત નિદ્રાવશ રહ્યા પછીજ જાગશે.

ત્રીજી રીત.—આ રીત એક કરતાં વધારે વિષયો ઉપર અસર કરવા માટે બહુ સારી છે. ઘણી વખત એવું બને છે કે અમુક રીત અમુક વિષય ઉપર સારીઅસર કરે છે જ્યારે તેજ રીત બીજા વિષય ઉપર અફળ જાય છે. માટે પ્રસંગ મુજબ ઉપલી ત્રણે રીતો પ્રયોગ અફળ થતાં અજમાવી જોવી. પરંતુ આટલું તો ડહાપણ

ભરેલું કહેવાય કે એક રીતને સંપૂર્ણ જાણ્યા પછીજ બીજી રીત હાથમાં લેવી. એક રીત સફળતાપૂર્વક તમે વાપરી શકતા હો તો અન્ય રીતો શીખવા માટે કંઇ વાંધા જેવું છેજ નહિ.

વિષેયો મેળવીને આરામથી તેમને બેસવા કહો. બધાને એકજ હારમાં બેસાડો અને તેઓ વચ્ચે થોડુંક અંતર રાખો જેથી માર્જનો કરતી વખતે તમને અડચણ પડે નહિ. પ્રત્યેક વિષેયને બાજુના વિષેય સાથે ગૂંઠણ અડકાડીને બેસવા કહેવું. આથી બધા વચ્ચે સમ્બન્ધ જળવાઇ રહે. તેમનાં માથાં આગળ નમાવો અને તેમના હાથો તેમના ગૂંઠણ ઉપર રાખો. બધે શાંતિ રહેવી જોઇએ. પછી ધ્યાનની એકાગ્રતા માટે તેમને દરેકને પોતાના નાકના છેડા ઉપર આંખો ફેરવવા કહેવું અને સાથે સાથે જણાવવું કે જો તેમની આંખો મીંચાઇ જાય અને ઉંઘવાની વૃત્તિ થાય તો તે વૃત્તિને તાબે થવું. હવે એક પછી એક બધા ઉપર માથાથી ગૂંઠણ પર્યંત બબ્બે ત્રણત્રણ વિરામ માર્જનો કરી જાઓ. પછી પછવાડે જાઓ અને એવાજ માર્જનો તેમની પીઠ ઉપર કરો. આ ક્રિયા વળી એક બે વખત કરી જાઓ, જે દરમ્યાન પ્રત્યેકની સાથે સ્પર્શ કરતાં રહેવું જેથી તમારી શક્તિનો તેનામાં સંચાર થાય.

માર્જનો કરતી વખતે પ્રત્યેક વિષેયની ઝોંકા ખાવાની તૈયારી માટે વાટ જોયા કરવી. એવી નિશાનીઓ જે

જે વિષયો દેખાડે તેની પાસે જઇ તમારો અંગુઠો તેના બે ભ્રમર વચ્ચેના સ્થળ ઉપર મૂકો અને બાકીની આંગળીયો માથા ઉપર રાખો. નમ્ર પણ દૃઢ રીતે તમારો અંગૂઠો જરા દબાવો અને તેને ચક્ષુઓ બંધ કરવા કહો. વળી અંગૂઠો દબાવી "ઉંઘવાનું" સૂચન આપો અને તેનું માથું ખુરશી ઉપર (ખુરશીના પાછળના ભાગ ઉપર) ફેરવી રાખો. આ વખતે તેના ચ્હેરા, આંખોને ગાલો ઉપર સંક્ષિપ્ત માર્જનો કરો જે દરમ્યાન આંગળીનાં ટેરવાં તેના ચ્હેરાને જરાક સ્પર્શાવવાં જેથી સંચાર-સમ્બન્ધ ચાલુ રહે.

બધા વિષયો ઉપર આવા સંસ્કાર કર્યા પછી તેમાંના વધારે ચંચળને શોધી કાઢવા તમારે મથવું. જેના ઉપર ઉંડી અસર થઈ હોય તેનો તો ભયજ નથી અને બાકીનાને ઉઠાડી મૂકો અથવા તો કંઇ પણ દરકાર કર્યા વગર તેમને ત્યાંજ ઝોંકા ખાવા દો. ઉંડી અસર થાય એવા ઉપર એક પછી એક માર્જનો કરવા માંડો અને તેમને નિદ્રાવશ કરી નાંખો. તેની નિદ્રાવશતાના ચિન્હોથી તમે જાણીતા છો. આ પ્રમાણે ત્રણ રીતો ગણાવી, જે ઉપરાંત ઘણી રીતો છે. આ વિદ્યાવિશારદ પ્રત્યેક શખ્સ પોતાની રીત પ્રમાણે પ્રયોગ કરે છે. જેને જે ફાવે તે રીત કામે લગાડે. ઝાઝી રીતોના વર્ણન કરી કાગળીયાં બગાડવાં કરતાં બે ત્રણ રીતની સંપૂર્ણ માહિતી આપવી વધારે સારી. એવું પણ બને કે આગળ જતાં તમે પણ

રીત શોધી કાઢો કારણ કે અગાઉ લખ્યા મુજબ આ વિદ્યા હજી ઘણીખરી બીનશોધાયેલી છે તો તેની કંઇક નવિન શોધ કરવાનું માન તમારા નસીબમાં કાં ન લખેલું હોય?

## મોહિની નિદ્રા ઉડાડવાની રીત.

આ રીત જાણવાની ખાસ આવશ્યકતા છે. સત્ય જોતાં ઘણા વિદ્યાર્થીયો મોહિની–નિદ્રા પેદા કરવા માટે જેટલા આતુર હોય છે તેટલાજ આતુર મોહિની–નિદ્રા ઉડાડવા માટે હોવા જોઇએ. ઘણા વિદ્યાર્થીયો, વિધેયને નિદ્રાવશ કર્યા પછી તેને શુદ્ધિમાં લાવી નહિ શકાય એમ માની પ્રયોગજ કરતા નથી. માટે પ્રયોગનું સાફલ્ય ગમે તે રીતે તેમને મળ્યું હોય પણ અગાઉ જેટલીજ શ્રદ્ધાથી માનો કે તમે વિધેયને શુદ્ધિમાં લાવી શકશો.

મોહિની–નિદ્રા ઉડાડવાની રીતને શુદ્ધિમાં આણ-વાની રીત કહી શકાય. વિરૂદ્ધ એટલે ઉર્ધ્વગામી માર્જનો કરવાથી વિધેયને શુદ્ધિમાં લવાય છે. આમાં બીલકુલ ફેરફાર થવો જોઇએ નહિ; માર્જનો બરાબર ઉર્ધ્વગામી લેવાં.

સૌથી સરસ રીત એ છે કે જ્યારે વિધેય નિદ્રાવશ હોય ત્યારે તેને પૂછી જોવું કે તે જાગવાને તૈયાર છે કે

નહિ. ઘણું ખરૂં તે હાજ પાડશે પણ જો કંઇ કારણ-સર ના પાડે તો તેને દસ કે પંદર મિનીટની મુદ્દત આપવી અને તે મુદ્દત વિત્યે તે જરૂર જાગી જશે. મુદ્દત પૂરી થવા આવી હોય એટલે કે વિષેયને જગાડવો હોય ત્યારે તેનો જમણો હાથ તમારા જમણા હાથમાં લઈ તેને "જાગવાના" "તંદુરસ્ત થઈ જાગવાના" "ચપળ તથા ચંચળ થઈ જાગવાના" સૂચનો આપો, જે દરમ્યાન તેના કપાળ ઉપર ઠંડી ફુંક ફુંકવી. પછી ઉર્ધ્વગામી માર્જનો કરવાં. આથી તેની નિદ્રા ઉડી જશે અને તાજેમાજે થઇને તે ઉઠશે.

અવાજથી, ભય ઉપજાવે એવી રીતથી કે દુઃખ ઉત્પન્ન કરે એવી રીતથી વિષેયને કદાપિ શુદ્ધિમાં આણવો નહિ. આથી તેને બહુ નુકશાન થાય છે. આથી જાગ્યા પછી તેના શરીરમાં સુસ્તી રહે છે તથા શરીર ભારે ભારે લાગે છે. હવે શુદ્ધિમાં આવ્યા પછી તેના ઉપર આવી અસર તેને જણાય ત્યારે તમારા પ્રયોગ વિષે શો મત તે બાંધી લે ? જરૂર તે એમ સમજે કે મોહિની-વિદ્યા ખરાબ છે માટે કદાપિ તેના પ્રયોગો માટે વિષેય થવું નહિ. તે આ વિદ્યા પ્રત્યે અણગમો દેખાડતો થઈ જશે.

માટે એવી રીતોને કામે લગાડવી કે જેથી વિષેય જાગ્યા પછી ચંચળ અને સુસ્તી વગરનો દેખાય; તેનામાં તાજગી દેખાય જેથી તેને તમારામાં અને

તમારી વિદ્યામાં વિશ્વાસ બેસે અને પુનઃ પ્રસંગ નીકળતાં વિષય તરીકે પહેલો બહાર પડે.

હું ઘણી વખત મોહિની-નિદ્રા ઉડાડવા માટે નીચેની રીતનો ઉપયોગ કરૂં છું. વિષય નિદ્રિત હોય ત્યારેજ તેને હું સૂચન આપું છું કે હું જ્યારે એક, બે ને ત્રણ બોલી આસ્તેથી તાળી પાડીશ ત્યારે તે જાગશે. આથી તે જાગવાને તયાર થઈ રહે છે અને મારા મોંમાંથી 'એક' શબ્દ સાંભળતાંજ તેની ઉત્સુકતા વધે છે. 'ત્રણ' સાંભળવાની સાથે હળવેક પડતી તાળીની રાહ તે જૂએ છે અને જેવો તાળીનો ધ્વનિ તેને કર્ણગોચર થાય છે કે તેને આપેલા સૂચનાનુસાર તે તાજો તથા ચંચળ થઇને ઉઠે છે. આ બાબતમાં પણ સૌ સૌ પોતાની રીતનો ઉપયોગ કરે છે પરંતુ માત્ર એટલું ધ્યાન રાખવું જોઇએ કે એવી રીત ન વાપરવી કે જેથી વિષય શુદ્ધિમાં આવ્યા પછી સુસ્ત અપ્રફુલ્લિત રહે.

## પ્રકરણ પાંચમું.

જ્યારે વિષય ઉપર પ્રયોગ થતો હોય છે ત્યારે તે જૂદી જૂદી અવસ્થામાંથી પસાર થતો જાય છે. મુખ્યત્વે કરીને ત્રણ અવસ્થા સામાન્ય છેઃ જે શાન્ત અવસ્થા, શારિરીક અવસ્થા ને માનસિક અવસ્થા છે. ચોથી એક

અવસ્થા જે દુર્લભ છે તેનું નામ આધ્યાત્મક અવસ્થા છે. આ જૂદી જૂદી અવસ્થા પારખવાની ભિન્ન ભિન્ન નિશાનીયો છે જો કે ચારે અવસ્થાઓ વચ્ચે નિકટ સમ્બન્ધ છે.

**શાન્ત અવસ્થા:**—આ અવસ્થા ત્યારે આવે છે કે જ્યારે વિધેય વિધાયકની બીલકુલ વિરૂદ્ધ થતો નથી અને સ્વેચ્છાનુસાર વિધાયકની મરજી મુજબ કરવા તૈયાર થાય છે. બધી અવસ્થામાં તે પ્રાથમિક છે અને એ અવસ્થા પછીજ બીજી ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત થાય છે. આ અવસ્થાની નિશાની, સંપૂર્ણ એકાગ્રતા, એકતા અને અવિરોધ છે તથા વિધાયકનો વિધેય ઉપર સંપૂર્ણ કાબુ હોય છે.

**શારીરિક અવસ્થા:**—બીજી અવસ્થા આ છે. આ પહેલાની અવસ્થામાં વિધેય વિધાયકની ઇચ્છાનુસાર કરે છે પણ શરીરના ગાત્રો ઉપર વિધાયકનો કાબુ હોતો નથી. અમુક ગાત્ર વારંવાર હુલાવવાની ઇચ્છા વિધેયને થઇ આવે છે પણ જ્યારે શારીરિક અવસ્થામાં તે પ્રવેશ કરે છે ત્યારે તેનું શરીર પણ વિધાયકના કાબુમાં આવી જાય છે. વિધાયકની ઇચ્છા સિવાય તે પોતાનું શરીર કે શરીરનો અમુક ભાગ હુલાવી શકતો નથી. માર્જનની સહાયથી વિધાયક વિધેયના ગાત્રો જડ કરી શકે અને આ પ્રમાણે તેણે વિધેયનો શારીરિક કાબુ મેળવ્યો કહેવાય. પ્રથમ આ અવસ્થામાં પ્રવેશતી વખતે વિધેય

ઉપર નિશાની સ્પષ્ટ દેખાતી નથી. તે નિદ્રાધિન દેખાય છે. શનૈઃ શનૈઃ અસર ઉંડી થતી જાય છે અને તે તદ્દન શાન્ત તથા દેખીતો ગાઢ નિદ્રાવશ જણાય છે પણ તે આજુબાજુની વિગતથી જ્ઞાત હોય છે. આ અવસ્થામાં તેની આંખો બંધ પણ હોય અને ઉઘાડી પણ હોઇ શકે. જો બંધ હોય તો આંખો પોપચાં નીચે ફરતી જણાશે. કોઇ તેને સ્પર્શે કે અવાજ કરે તો તે તેના ધ્યાનમાં રહે છે. તે બધાનો ઘાંટો ઓળખી શકશે. શુદ્ધિમાં આવ્યા પછી જે કંઇ બન્યું હોય તે બધું તે વર્ણવી જશે. વધારે ઉંડી અસર થયા પછી તે બેદરકાર જણાશે. તમારા પ્રશ્નનો જવાબ આપવો હશે તો બહુ વાર રહીને જાણે તેને હરકત થતી હોય તેમ ઉત્તર વાળશે. અન્તે આ અવસ્થાની મુખ્ય નિશાની એ છે કે વિધેયની આંખમાં અત્યંત નિદ્રા હોય છે અને તેનું શરીર ઢીલું, ચેતનરહિત અને જડ થઇ જાય છે.

માનસિક અવસ્થા:—આ અવસ્થામાં વિધેયનું મન વિધાયકના કાબુમાં આવી જાય છે. આસ્તે આસ્તે વિધેય ઉપર માનસિક કાબુ મેળવી શકાય છે. અમુક કાર્ય કરવું વિધેયને ન ગમે અને તે કાર્ય કરેજ એવી તેના મનની અવસ્થા કરવી અથવા તો એવો તેના ઉપર માનસિક કાબુ રાખવો એનું નામ માનસિક અવસ્થા. તેનું મન આ અવસ્થામાં વિધાયકના મન સાથે એકતા અનુભવે છે. જેમ જેમ ઉંડી અસર થાય છે તેમ તેમ

આજુબાજુના અવાજો, સમ્બન્ધો અને સ્પર્શો તેના ઉપર બીલકુલ અસર કરતા નથી. તેને તો એમ લાગે છે કે માત્ર વિધાયકજ તેની પાસે ઉભો છે. આ અવસ્થામાં તે યંત્રવત્ વિધાયક કુંચી દે તેમ કામ કરે છે. માત્ર તે પ્રયોગ કર્ત્તાની સાથે વાતો કરે છે. આ અવસ્થાએ વિષયને પહોંચાડયા પછી ઘણાખરા વિધાયકો આગળ વધી શકતા નથી. ચોથી અવસ્થાના પ્રયોગ કરવા ઉચ્ચ શક્તિ આવશ્યક છે. આ અવસ્થાની નિશાની એ છે કે વિષય તદ્દન શાન્ત થઇ જાય છે. તેની આંખો બીલકુલ હાલતી નથી. તેને કોઇનો સ્પર્શ કે સ્વર અસર કરતો નથી. જે સ્થિતિમાં તેને બેસાડવામાં આવ્યો હોય તેજ સ્થિતિમાં તે નિરાંતે બેસી રહેશે. વિધાયક તેને પ્રશ્ન પૂછશે ત્યારે ઝબકી ઉઠતો હોય તેમ થોડીકવાર પછી પ્રત્યુત્તર વાળશે અને પુનઃ તે ઘોરવા માંડશે. આનાથી વધારે ઉંડી અસર થાય છે ત્યારે તે તમારા સ્વર સિવાય કોઇનો સ્વર સાંભળતો નથી. તમે પ્રશ્ન પૂછશો તોપણ તે મૂક રહેશે અને જવાબ આપશે નહિ. પુનઃ તમે પ્રશ્ન પૂછશો તો ગોટા વાળતો હોય તેમ તે જવાબ વાળશે. આ પછી વધારે ઉંડી અસર થતાં તે તમારા પ્રશ્નોના ખુલાસાબંધ જવાબ આપશે પરંતુ તે સર્વે તેને શુદ્ધિમાં આવ્યા પછી સાંભરતું નથી. તેને પીડા થતી નથી તથા તેની સ્વાદ, ગંધ અને શ્રવણ શક્તિયો શિથીલ થઇ જાય છે.

જો તમે તેને ચીમટી લેશો તો તેને કંઇ જણાશે નહિ, મોટેથી બૂમ મારશો તો કંઇ સાંભળશે નહિ, સાકર આપી આંબો ખાય છે એમ કહેશો તો તેમ તે કબૂલ કરશે અને ગંધક આપી ગુલાબનું ફુલ સુંઘે છે એમ કહેશો તો ગુલાબ સુંઘતો હોય એટલા આનંદથી તે ગંધક સુંઘશે.

**આધ્યાત્મક અવસ્થા:**—માનસિક અવસ્થા પછી આ અવસ્થા આવે છે. આગલી અવસ્થા લાવવા વિધાયક પોતાની ઇચ્છાનુસાર રીતે કામે લગાડી બળજબરીથી કામ લઇ શકે છે, જ્યારે આ અવસ્થા આણવા બન્નેને એકમય થવાની જરૂર છે અને સંપીને કામ લેવાનું છે. વિધાયક જોહુકમી ચલાવી આ અવસ્થા આણી શકે નહિ. આ અવસ્થા માટે બન્નેમાં યોગ્યતા જોઇએ અને ખાસ કરીને વિધેયમાં તો જોઇએજ. વિધાયક તો માત્ર તેને આગલી અવસ્થામાં પ્રવેશ કરાવવાજ વધારે ખપનો છે પછી ઘણુંખરૂં વિધેયને સંભાળવાનું છે. આગલી અવસ્થાઓ લાવવામાં જો કંઇ ખામીયો રહી ગઇ હશે તો આ અવસ્થા લાવી શકાશે નહિ. આ અવસ્થામાં વિધેયને દિવ્યદૃષ્ટિ, દિવ્યશ્રવણશક્તિ, સર્વવસ્તુજ્ઞાન, વિગેરે દૈવી શક્તિયો પ્રાપ્ત થાય છે અને વિધાયકને સહાયકર્તા થઇ પડે છે.

**નિશાની.**—(૧) આગલી અવસ્થાઓની માફક આ અવસ્થામાં મસ્તક નમી જતું નથી પણ શ્વાસ

લેતી વખતે મસ્તક ઉંચ્ચું થાય છે અને શ્વાસ કાઢતી વખતે નમી જાય છે અને અચાનક તે છાતી અથવા ગૂંઠણ પર્યંત નમી જાય છે. તેની શ્વસનક્રિયા શ્રમદાતા નહિ પણ શાન્ત હોય છે.

(૨) શરીર ચેતનહીન થઇ જડ થઇ જાય છે અને મન જાગતું રહે છે. આંખમાંની કીકી ઉંચ્ચે ચઢી જાય છે અને માત્ર શ્વેત ભાગ દેખાય છે. આજુબાજુનું તદ્દન વિસ્મરણ હોય છે.

(૩) વિષેયની બંધ આંખો આગળ તમારા હાથો આમતેમ હુલાવશો તો તેનું માથું તમારા હાથની હીલચાલ પ્રમાણે હાલશે. તેની બધી શક્તિયો તમારા તરફ ખેંચાયેલી રહે છે. તેને હુવે આત્માનુ ભાન હોય છે. તમારા ગમે તે પ્રશ્નનો તે ચતુરાઇથી સત્વર પ્રત્યુત્તર આપશે, ભલે પછી તે શુદ્ધિમાં હોય ત્યારે તેવા પ્રશ્નનો ઉત્તર ન આપી શકતો હોય.

પાંચમી એક અવસ્થા છે જેને દિવ્ય અવસ્થા કહે છે. આ અવસ્થામાં ઉચ્ચ પ્રતિના ચમત્કારો કરી શકાય છે. મનુષ્યમાં રહેલી ગુહ્ય શક્તિયોનો આ અવસ્થામાં સંપૂર્ણ સ્ફોટ થાય છે.

નિશાની:—અસરના ઉંડાપણા ઉપરથી આ અવસ્થાની હસ્તી સિદ્ધ થાય છે, વિષેય અતિ ચાતૂર્યપૂર્વક અને સરળતાથી તમારી સાથે વાતો કરી શકે છે. તે

બીજે ગામ બેઠેલા શખ્સોની વાતો સાંભળી શકશે, ચ્હેરા જોઇ શકશે. ગમે તે અજાણી વસ્તુ તેના હાથમાં મૂકવામાં આવે તો તેનો ઇતિહાસ તે કહી જશે. આ અવસ્થામાં ભિન્ન ભિન્ન જાતના ચમત્કારો થતા જણાશે. વિધાયક પ્રશ્નો પૂછીને વિધેય પાસેથી ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળની વાતો જાણી શકે, ઇત્યાદિ ઘણા ચમત્કારો આ અવસ્થા દાખવે છે.

જૂદી જૂદી અવસ્થાની ભિન્ન ભિન્ન નિશાનીયો ઉપરાંત બધી અવસ્થા માટે સર્વસામાન્ય નિશાનીયો કેટલીક છે. શાન્ત અવસ્થામાં તમે વિધેયને લાવતા હો પરંતુ કંઇ નિશાની દૃગ્ગોચર ન થતી હોય તો તેના ચ્હેરા ઉપર માર્જન કરો અને તે કરતી વખતે તમારી આંગળીનું એક ટેરવું રહેજ તેના નાકની દાંડી ઉપર અડાડો. જો તે ઝબકી ઉઠે તો જાણવું કે હજી અસર ઉંડી થઈ નથી. જો તે બીલકુલ હાલે નહિ તો જાણવું કે ધારેલી અસર થઇ છે. આ પ્રમાણે તમે સ્વસ્થ થશો કારણ કે તમારી અસ્વસ્થતા વિધેય ઉપર વિરૂદ્ધ પરિણામ લાવે છે. માટે કાયમ શંકાભરેલી બાબતમાં ઉપર પ્રમાણે નાકે, પોપચાં ઉપર કે દાઢી ઉપર હાથ અડકાડી કસોટી કરી જોવી. આ ઉપરાંત બીજી એક રીત એ છે કે તેનો હાથ ઉપાડવો અને જો તે જેમનો તેમ રહે તો અસર થઈ સમજવી અને હાથ પાછો પડી જાય તો અસર નથી થઇ એમ જાણવું.

હવે ભિન્ન ભિન્ન અવસ્થામાં કેવા કેવા પ્રયોગો થઇ શકે તેનું વિવેચન આપીશું. વિષયનો શારીરિક કાબુ વિધાયકે મેળવ્યો છે એ સાબીત કરવા વિષયની આંખો બંધ કરવાનો પ્રયોગ કરવો. એવા સજ્જડ સૂચનો આપો કે તે પોતાની આંખો અતિ શ્રમ કરવા છતાં ઉઘાડી શકે નહિ. આ પ્રયોગ કરવા તેની પાસે ઉભા રહી પોપચાં સખ્ત બંધ કરવા કહો. પછી તમારા અંગૂઠા વડે બન્ને પોપચાં જરા દબાવો. ત્યાર પછી આંખો ઉપર સંક્ષિપ્ત માર્જનો કરો, જે દરમ્યાન દૃઢ ઇચ્છા કરો કે તે પોતાના નેત્રો ઉઘાડી શકશે નહિ. હવે તેને પૂછી જૂઓ કે તે ઉઘાડી શકે છે કે કેમ? આવા પ્રયોગોમાં ઘણુંખરૂં વિધેય મહેનત કરવા છતાં પોતાનાં ચક્ષુઓ ઉઘાડી શકતો નથી. પણ જો તે ઉઘાડી શકે તો જાણવું કે તમારાં માર્જનો ખામીભરેલા હોવાં જોઇએ માટે પુનઃ ક્રિયા ચાલુ કરવી. પ્રસંગ પડે તો ત્રણ ચાર વખત અખતરો અજમાવી જોવો. આખરે સાફલ્ય મળે તો છેજ.

આંખો બંધ કરી દીધા પછી ઉઘાડવી તો જોઇએ. આ ઉઘાડવાની રીત સહેલી છે. તેનાં પોપચાં ઉપર ઠંડા શ્વાસ ફૂંકવો તથા ઉર્ધ્વગામી માર્જનો કરવાં કે નેત્રો ઉઘડી જશે. આ વેળા તેના મનમાં ઠસાવી દો કે તે પોતાના ચક્ષુઓ ઉઘાડી શકશે. શારીરિક કાબુની કસોટી માટે નેત્રનો પ્રયોગ પ્રથમ આવે છે. પ્રત્યેક

શીખાઉએ આ પ્રયોગ કરવોજ. આ પગથીયેથી ઉચ્ચે ચઢાય છે. આ પ્રમાણે વિષેયનું ગમે તે ગાત્ર તમે તમારા કાબુમાં લઇ શકો. આ પ્રયોગમાં સફળ થયા પછી તમે આગળ વધી શકો. તમે મોં અને જડબાં ઉપર અખતરો કરી શકો. તમારા વિષેયને પોતાનું મોં એકદમ ઉઘાડવા કહો. તેનાં જડબાં ઉપર તથા ગાલો ઉપર થોડાંક માર્જનો કરો. આથી અસર એ થાય છે કે વિષેયનું મોં એમજ ઉઘાડું રહી જાય છે અને તે બંધ કરી શકશે નહિ. પ્રથમ પ્રયાસે જો અફળતા મળે તો વળી બે ત્રણ વખત વધારે પ્રયોગો કરો અને સાફલ્ય મળશે. આ પ્રમાણે વિષેયના જડબાં ઉપર તમે શારિરીક કાબુ મેળવ્યો કહેવાય. તે બંધ કરી શકે તે માટે ઉર્ધ્વગામી માર્જનો કરો અને પૂર્વ-વત્ ઠંડો શ્વાસ ફૂંકો તથા સહેજ પ્રહાર જડબાં ઉપર કરો. આવા પ્રાથમિક આનંદદાયક અખતરાથી મનુષ્ય જાણીતો થાય છે કે પોતાનામાં કેટલી શક્તિ છે અને કેટલી હદ પર્યંત તેનો ઉપયોગ તે કરી શકે છે. આસ્તે આસ્તે એકેક ગાત્ર ઉપર કાબુ મેળવ્યા પછી તમે આખા શરીર ઉપર સંપૂર્ણ કાબુ મેળવી શકો. દાખલા તરીકે હાથો, માર્જનો કરીને જડ કરી શકાય જેથી વિષેય પછી તે વાળી શકશે નહિ. પૂર્વવત્ તે સારા થઇ શકે છે. જોકે તમે વિષેયના શરીર ઉપર

સંપૂર્ણ કાબુ મેળવ્યો હોય પરંતુ તેનું મન તો તેનાજ તાબામાં છે.

આ બાબતમાં આગળ વધવા વિષેયને ખુરશી ઉપર બેસાડો અને તેના આખા શરીર ઉપર માર્જનો કરો અને દૃઢ સૂચનો આપો કે તે ખુરશી ઉપરથી ઉઠી શકશે નહિ. આ પ્રમાણે તેનું આખું શરીર તમારી આજ્ઞાનુસાર વર્તતું થશે. આ કાબુ ઉઠાવી લેવા ઉર્ધ્વ-ગામી માર્જનો કરવાં. અને કહેવું કે હવે તે મુક્ત છે. બીજો પ્રયોગઃ—તેના બન્ને હાથો એક બીજા સાથે ભીડવા કહો. તેના ઉપર એકાગ્ર માર્જનો કરી તેને ચીટકાવી દો એટલે બન્ને હાથો સજ્જડ થઇ જશે. ગમે તેટલાં વલખાં મારવા છતાં તે હાથો ઉઘાડી શકશે નહિ. વળી તેના હાથમાં લાકડી આપી અને માર્જનો કરો તો તે લાકડી છોડી શકશે નહિ. થાંભલા સાથે બાથ ભીડી ઉભો રહેવા કહી માર્જનો કરશો તો થાંભલા સાથે તે ચોંટી રહેશે અને તમારી આજ્ઞા વિના તે છૂટી શકશે નહિ. બધી બાબતોમાં અસર ઉડાડવા ઉર્ધ્વ-ગામી માર્જનોનો તથા ઠંડા શ્વાસનો ઉપયોગ કરવો. ઉપલા પ્રયોગો નેત્રના પ્રયોગમાં સફળતા મળ્યા પછીજ કરવા અને તોજ આમાં તમને ફત્તેહ મળશે. પ્રાથમિક પ્રયોગ સફળ થયા પછી ભય રહેતો નથી.

ઉપલા પ્રયોગો વિષેય સ્થિર હોય ત્યારે થાય છે. પણ અન્ય કેટલાક પ્રયોગો તે ગતિમાન હોય ત્યારે કરી

શકાય છે. આ પ્રયોગો આવી અવસ્થામાં થાય છે કે જે અવસ્થા શારીરિક અને માનસિક અવસ્થાની મધ્યસ્થા છે તથા માનસિક અવસ્થાનું પગથીયું પણ છે. આ પ્રયોગોમાં અગાઉની માફક હાથો કે કોઇ પણ ગાત્ર જડ નહિ કરતાં ગતિમાં મૂકવું જોઈએ; જેમ કે હાથોને આમતેમ ફેરવવા કહેવું કે માથું ધુણાવવા કહેવું, વિગેરે. એ પ્રયોગ કરવાની રીત સહેલી છે. પૂર્વવત્ તેના ઉપર શારીરિક કાબુ મેળવ્યા પછી તેને સૂચન આપો કે તે આમથી તેમ હાથો ફેરવવા માંડે અને જરૂર તે તેમ કરશે. તે બાબે એક દ્રષ્ટાંત આપીશું. ધારો કે તમારે વિષેયને તેના હાથો ખૂબ આમતેમ ફેરવડાવવા છે અને તે ગતિ અટકાવવાને તેને અશક્તિમાન કરવો છે. તેના ઉપર કાબુ મેળવો અને તમે તમારા હાથો ફેરવી દેખાડી તેને તેવીજ રીતે ફેરવવા કહો. તે તરતજ તમારી નકલ કરશે. આસ્તે આસ્તે તમે ગતિ વધારતા જાઓ એટલે તે પણ વધારશે અને દ્રઢ ઇચ્છા કરો કે તે પોતાના હાથો ફેરવવા બંધ કરી શકશે નહિ. આ પ્રમાણે તેના ઉપર જરૂર અસર થશે. તમે હવે હાથ હલાવતા અટકી જાઓ અને તેને પૂછી જુઓ કે હાથો ફેરવવા તે બંધ કરી શકે છે કે નહિ? તે બેશક અશક્ત થઇ જશે. જેમ જેમ તે ફેરવવાનું બંધ કરવાનો પ્રયત્ન કરશે તેમ હાથો વધારે વેગથી ફરવા લાગશે. આ ગતિને વધારવી ઘટાડવી તમારા હાથમાં છે. તેણે તો

પોતાનો કાબુ ખોયો છે. ગતિ અટકાવવાને તમારા અગાઉ આપાયેલા સૂચનોનું વિસર્જન કરો અને ઉર્ધ્વગામી માર્જન કરી ગતિ અટકાવવાનું સૂચન આપો. આવાજ પ્રયોગોથી વિધેયને અતિશય દોડાવી, કુદાવી, નચાવી કે ગમે તેવું ટીખળ કરાવી શકાય. આવા પ્રયોગો ઘણા હાસ્યજનક થાય છે. તદનુસાર વિધેયને ખૂબ હસાવી, કે રડાવી, ભૂંકાવી, ભસાવી કે ગર્જાવી પણ શકાય. આમાં પરિણામ એ આવે છે કે વિધેય પોતાનો માનસિક કાબુ ખૂએ છે અને વિધાયક- શરણે જાય છે તથા તેની આજ્ઞાનુસારજ કરે છે. આથી તમે સમજી શકો કે કેટલે દરજ્જે તમે વિધેય ઉપર કાબુ મેળવ્યો છે.

## માનસિક કાબુ મેળવ્યા પછી કરવાના પ્રયોગો.

ઉપર આપેલા પ્રયોગોમાં સફળ થયા પછી હવે માનસિક કાબુના પ્રયોગો આદરો. વિધેય ઉપર કાબુ મેળવો, તેને તેના નેત્રો બંધ કરવા કહો અને કેટલાંક વિરામ માર્જનો તેની આંખો તથા શરીર ઉપર ઉત્સાહ-પૂર્વક કરો અને નિદ્રાનાં સૂચનો આપો; જેવાં કે:— "ગાઢ નિદ્રા લ્યો" "ઘસઘસાટ ઉંઘવા માંડો." "ઉંઘો" " ઉંઘો " " ઉંઘો." આ પ્રમાણે જ્યારે તે ગાઢ નિદ્રા-વશ થાય ત્યારે તેને શાન્તિ આપો જેથી તે તમારી સાથે એકતા સાધી શકે. આ પછી તેને અર્ધ જાગ્રતા-વસ્થામાં, આંખો ઉઘાડવાનું કહી આપો. આથી તે શું

તો એવડી અને એવા રંગની દોરી રાખો. ઘડીયાળ ધારી હોય તો રૂપીયો રાખો, સર્પ ધાર્યો હોય તો રજ્જુ રાખો અને એ પ્રમાણે મળતાપણું ધરાવતી વસ્તુઓનો ઉપયોગ કરો. હવે વિધેયના હાથમાં ચપ્પુ આપી કહો, "સીગાર પીશો કે?" આ વખતે દૃઢ ઇચ્છા કરો કે ચપ્પુને બદલે તે સીગારજ (સીગારનું કલ્પના દૃશ્ય) જૂએ. જરાક તે શંકા બતાવે તો તમારી ઇચ્છા વધારે દૃઢ કરી, મનને ડગમગવા ના દો. પછી વધારે ભારપૂર્વક ઉચ્ચારો, "શું તમે આવી લ્હેઝતદાર સીગાર નથી પીવા ઇચ્છતા?" ઘણીખરી બાબતોમાં તે "હા" કહેશે અથવા તો જો તે નહિ પીતો હોય તો તમારો ઉપકાર માની પીવા 'ના' પાડશે. ઉપલો પ્રત્યુત્તર મળે કે તમારે ધારી લેવું કે તેના ઉપર ધારેલી અસર થઇ છે. હવે તમે આગળ વધી શકો; બેશક ખોટા માર્ગે તો નહિજ. આ સમયે તેનું મગજ સીગારમાં રમતું હોય છે માટે તેના મગજમાંથી તે વિચાર, સૂચન આપીને કાઢી નંખાવવો. જેમકે, તેણે પીવા માંડી હોય તો "પીવાઇ ગઇ છે માટે નાંખી દો" એમ કહેવું અને ન લીધીજ હોય તો "બહુ સારૂં, હું ત્યારે પાછી ખીસામાં મૂકી દઉં છું" એમ કહી દેવું જેથી તેના વિચારો પછી બીલકુલ તેના મનમાં રહેશે નહિ.

આવા પ્રયોગોથી સખ્ત કાબુ મેળવી શકાય છે પરંતુ અમે પ્રત્યેક વિધાયકને સલાહ આપીયે છીએ કે

આવા પ્રયોગો ઝાઝા કરવા નહિ. માત્ર તમારો કાબુ કેટલા દરજ્જે પહોંચ્યો છે એ પારખવા માટેજ એ પ્રયોગો કરવા. ઉપલા પ્રયોગો ઘણા કરવાથી વિષેય પોતાની સ્વતંત્ર માનસિક શક્તિ રફતે રફતે ગૂમાવી બેસે છે. ઉપર પ્રમાણે ગમે તે વસ્તુને ગમે તે સ્વરૂપમાં જોવા હુવે વિષેયને ફરમાવશો તો વગર વિરોધે તે તમારી આજ્ઞાને તાબે થશે. માટીનું ઢેકું આપી ગુલાબનું ફુલ સુંઘવા કહેશો તોપણ તે સત્ય માની માટીનું ઢેકું સુવાસિક ગુલાબ માની આનંદપૂર્વક સુંઘવા મંડી જશે.

ભ્રમણા:—આ પ્રયોગોમાં પૂર્વવત્ ભળતીજ વસ્તુ દેખાડવાથી, તમે ધારેલી વસ્તુ વિષેય માની લે છે એટલુંજ નહિ પણ તે વસ્તુના, સ્પર્શથી, દર્શનથી અને ગંધથી જે અસર થવી જોઇએ તે હૂબેહૂબ થાય છે. જે વસ્તુ પાસે હોય પણ નહિ તે કલ્પના (સૂચન)થી તેની દૃષ્ટિસમીપ ખડી કરી શકાય છે અને તે વસ્તુને જોવાથી તેને થતી કુદરતી અસર પણ થાય છે. જેમકે, સિંહ તો ઘરમાં ન હોય છતાં સિંહ આવ્યો કહી તેના મગજમાં સિંહને ખડો કરીએ તો તે સાચો સિંહ જોઇ ભડકે કે ધ્રૂજે એટલોજ આ વખતે તે ભડકશે અને ધ્રૂજવા માંડશે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે મનુષ્યમાં પોતાના મનુષ્યભાઇ ઉપર અસર કરવાની કેટલી શક્તિ છે. આવી સ્થિતિમાં વિષેય તદ્દન તમારા

સૂચનાનુસાર યંત્રવત્ કામ કરે છે. તમારા મનમાં કરેલો વિચાર, મોંઢે બોલાયેલો શબ્દ અથવા હાથે કરેલું ગમે તે કાર્ય તેના ઉપર અસર કરે છે. આવી સ્થિતિમાં તમે વિષયની ગમે તે ખરાબ આદત ભૂલવાડી શકો અને ધારો તો દૃઢ સૂચનોથી શનૈ: શનૈ: આખું ચારિત્ર્ય પરિવર્તાવી શકો. મૂલ્ય આંકી શકે તેને માટે આ વિદ્યા તો અમૂલ્ય છે. બાકી ખાખરાની ખીસકોલી આંબાનો સ્વાદ શું જાણે?

માનસિક ભ્રમણાના પ્રયોગો કરવા અગાઉ સૂચનો આપ્યા મુજબ વિષયને ચ નસિક અવસ્થામાં લાવો પછી તેને આંખો બંધ કરવા કહો અને મ.ર્જનો કરી તેને ગાઢનિદ્રાધીન કરો. થોડોક અ.રામ આપ્યા પછી તેને અર્ધ જાગ્રતાવસ્થાથાં આણો. (આંખો ઉઘાડવા કહો) હવે પક્ષીઓ ઉડતાં હોય, કીલકીલાટ કરતાં હોય, એવો ખ્યાલ તેના મગજમાં ખડો કરો અને તમારી આંગળી વડે દેખાડી તેને કહો, "પેલાં પક્ષીઓ કેવાં ઉડે છે?" અને એકાદ પકડી તેને આપતા હો તેમ હાથ લંબાવી કહો, આ એક પક્ષી તમારા માટે છે. આ વખતે પક્ષીનું કલ્પનાચિત્ર તેના મગજમાં તમારી ઇચ્છાશકિત વડે રમતું કરી દેવું આથી તે એકદમ પક્ષીને પકડવાની ચેષ્ટા કરશે અને પક્ષીને રમાડવા લાગશે તથા આનંદ મગ્ન થઈ જશે. બીજા ઉડતા પક્ષીઓ તરફ જોતો હોય તેમ તે આતુ-

રતા પૂર્વક જોશે અને તેઓની ગતિ ને વર્ણવવા લાગશે. આ પ્રમાણે આને મળતા ઇતર ઘણા પ્રયોગો થઇ શકે. વાઘ કે સિંહનો ખ્યાલ કરી વિષયને તમે બ્હીવડાવી દો કે મધુર સંગીતનું સૂચન આપી તેને મુગ્ધ બનાવી શકો. બધા પ્રયોગોમાં તે તમારી ઇચ્છાનુસાર વર્તશે. તે બીલકુલ વિરોધ બતાવશે નહિ કારણ કે બન્ને વચ્ચે એકતા જામેલી હોય છે.

હવે એક બીજી જાતના પ્રયોગો કરવા વિષયને ઉંડી નિદ્રામાં નાંખો. થોડીક ઉંઘ લીધા પછી તેને આંખો ઉઘાડવા કહો. આંખો બંધ રાખે તો વધારે સારૂં પણ અર્ધ શુદ્ધિમાં તો આણવોજ જોઇએ. તેને ખબર ન પડે તેમ એકાદ અતિશય ખાટું લીંબુ દ્યો. તે તમે ચાખો, બરાબર ચગળો હવે તેને પૂછો કે તમે શું ચાખ્યું ? જો બરાબર અસર થઇ હશે તો પોતે કંઇ ચાખતો હોય તેમ જીભ ફેરવી બોલી ઉઠશે "અરે, લીંબુ" "બહુ ખાટું છે." આ પ્રયોગથી સ્વાદ શકિતનો વિનિમય થયો કહેવાય. તેજ પ્રમાણે શ્રવણશકિત, ઘ્રાણશકિત વિગેરેનો વિનિમય થઇ શકે. સ્પર્શ–વિનિમય માટે તમે તમારી જાતને ટાંચણી ભોંકો અને તમને થતા દુઃખનો તમે વિચાર કરો તો તમારા વિષયને તેની અસર થશે. તમે તેને જે સંભળાવવા ઇચ્છતા હો તે, તે જો કે તમે બોલશો નહિ તો પણ તે સાંભળશે, તમે સુંઘશો તે તે સુંઘશે અને તમે વિચારશો તે તે વિચારશે.



ટાંચણી જેવી તીણી વસ્તુ ભોંકવા છતાં તેને દુઃખ થશે નહીં

( જુવો પાનું ૮૩ )

માનસિક ભ્રમણાના પ્રયોગની અસર દૂર કરવા વિધેયને ઉંડી ઉંઘમાં નાંખો. થોડીક ક્ષણ પછી ઉર્ધ્વ-ગામી માર્જનો કરી, કપાળ ઉપર ઠંડો શ્વાસ ફૂંકી તથા "તમે હેઝતમાં છો" એવું સૂચન આપી જગાડવો. "જાગો" "ચપળ થઇ જાગો," તાજા માજા થઇ જાગો" એવાં સૂચનો આપી વિધેયને જગાડવો એ ઉત્તમ રીત છે.

## જડાવસ્થા ઉત્પન્ન કરવાની રીત.

"જડાવસ્થા એવી અવસ્થા છે કે જેમાં મુગ્ધ વિધેયનાં ગાત્રો સંપૂર્ણપણે ચેતનહીન થઇ જાય છે અને બધી હીલચાલ બંધ થઇ જાય છે. પ્રથમ તો આ અવસ્થાના નાના પ્રયોગોથી શરૂઆત કરવી. ઉત્સાહપૂર્વક કરેલા માર્જનો તથા સૂચનોથી જડાવસ્થા આણી શકાય છે.

જે વિધેય ઉપર ઉપલો પ્રયોગ અજમાવવા ધારો તેણે નીચેની કસોટીમાંથી પસાર થવું જોઇએ. માન-સિક ભ્રમણાની અવસ્થાએ તે પહોંચેલો હોવો જોઇએ. તે આ સમયે વિધાયક સિવાય અન્ય લોકો ગમે તેટલા બરાડા પાડે પણ સાંભળે નહિ એવી હાલતમાં હોવો જોઇએ. સ્પર્શની અસર તેના ઉપર થવી ન જોઇએ. ટાંચણી જેવી કોઈ તીણી વસ્તુ તેના શરીર પર ભોંકવા છતાં તેને દુઃખ થવું ન જોઇએ. આંખની

કીકી ઉંચે ચઢી ગયેલી હોવી જોઇએ અને માત્ર સફેદ ભાગ દૃશ્યમાન હોવો જોઇએ.

ઉપલી અચેતનાવસ્થાની નિશાનીચો વિષયમાં જ્યારે તમે ભાળો ત્યારે તમે જડાવસ્થાના પ્રયોગો કરી શકો. તેની રીત આ પ્રમાણે છે:—ઉપર પ્રમાણે તે અચેતન પડયો હોય ત્યારે તેના ઉપર ઉત્સાહપૂર્વક ગરદનના પાછળના ભાગથી માંડીને કરોડ રજ્જુ ઉપર થઇને પગ સુધી સંપૂર્ણ માર્જનો છ એક વખત કરો. હાથો ઉપર પણ માર્જનો કરો. પગની જડાવસ્થા આણવા તેના ગૂઠણ ઉપર સંક્ષિપ્ત માર્જનો કરો અને ગૂઠણની ઢાંકણીને જરાક ઉપર નીચે દબાવો. હવે એક અન્તિમ ઉત્સાહી સંપૂર્ણ માર્જન તમારા હાથો વિષેયના શરીરના સાનિધ્યમાં રાખી કરો આથી સત્વર તે જડાવસ્થામાં પ્રવેશશે. તે લાકડા જેવો જડ થઇ જશે, અને બીલકુલ બેભાન થઇ જશે. તમારે આ વખતે તેની સામે પ્રશ્નોત્તર કરવા હોય તો જડાવસ્થા ઉતારી લેવાની જરૂર છે.

આ અવસ્થામાં ઘણા અદ્ભુત તથા આનંદદાયક પ્રયોગો કરી શકાય છે, દ્રષ્ટાંત-હવે લાકડા જેવા જડ થયેલા શરીરને તમે બે સ્ટુલ ઉપર મૂકી શકો. એક સ્ટુલ ઉપર તેનું માથું અને બીજા સ્ટુલ ઉપર પગ. આ પ્રમાણે મૂકવા છતાં તે શરીર વળશે નહિ. આ પ્રસંગે જો તમે એક કે બે અરે ત્રણ માણસો તેના શરીર ઉપર ઉભા રાખો તો તેને કંઇ અસર થશે નહિ. આ પ્રયોગ વિષેયની



એક ખુરશીપર તનુ માથુ ને બીજીપર પગ, ઉપર છોકરો બેસવા છતાં શરીર વળી કે નમી જતું નથી. ( જુઓ પાનું ૮૪ )

શક્તિ અનુસાર કરવો. આ પ્રમાણે તેના જડ શરીર ઉપર બે માણસો હાલતા ચાલતા હોય તે વખતે એક વધુ અદ્દભૂત પ્રયોગ થઈ શકે છે. વિધેયના શરીરના એક પણ ગાત્રને ઇજા ન થાય એવી કાળજી તેના ઉપર ઉભેલા માણસોએ રાખવી જોઈએ. હવે તમારા હાથો તમારા વિધેયના શરીરથી બે ઇંચ ઉંચે અને શરીરની સીધી લીટીમાં રાખો. મનને એકાગ્ર કરી સંપૂર્ણપણે દ્રઢ ધ્યાન ધરો કે તમારા હાથોને ઉંચા કરતાની સાથે તેનું શરીર પણ ઉંચું ચઢવા માંડશે. આ પ્રમાણે કરવાથી વિધેયનું જડ શરીર તમારા હાથો-ની ગતિને અનુસરશે. પુનઃ તેને નીચે લાવવા, એવું ધ્યાન ધરો કે હાથોને નીચે લાવતાની સાથે તેનું શરીર પણ નીચે ઉતરવા માંડશે. વળી તમે પૂર્વવત્ તે ઉંચું કરી શકો અને નીચે આણી શકો. સૂચનની સહાય વડે પણ આ શક્ય છે.

શરીર નીચે ઉતારતી વખતે, વિધેયનું માથું તથા પગો બરાબર સ્ટુલ ઉપર આવે છે કે નહિ તે ધ્યાનમાં રાખવું. કારણ કે જરા આડું અવળું શરીર જાય તો આધાર નહિ મળવાથી તે નીચે પટકાઈ પડશે અને તેને પટકાવાથી ઇજા પણ થાય માટે આ પ્રત્યેક વિધાયકે ખાસ ધ્યાનમાં રાખવું.

આખું શરીર જડાવસ્થામાં આણેલું હોય પછી આ પ્રમાણે પ્રયોગો કરી શકાય. એકાદ ગાત્ર કે

વધારે ગાત્રો—ધારો કે હાથ કે પગ—જડાવસ્થા—માંથી મુકત કરવા છે. આ પ્રયોગ ઉર્ધ્વગામી માર્જનો કરી ( તે ગાત્ર ઉપરજ ) તે ગાત્રને જરા પંપાળી ઉપાડવાથી સિદ્ધ થાય છે. જો વિષેય સારો હોય તો તેના તે ગાત્રને ચેતનાવસ્થામાં આણ્યો તે તેને ખબર પડશે. આવા આવા પ્રયોગો વિષેયને બીલકુલ નુકશાન કર્યા વગર તમે કરી શકો જે જોનારને છક્ક કરી નાંખે.

આજ કીસમનો એક પ્રયોગ તમે એવો કરી શકો કે તમારા વિષેયને જડાવસ્થામાં રાખીને—શરીરને જડાવસ્થાથાં—જાગ્રતાવસ્થામાં આણી શકો. આ પ્રયોગની સિદ્ધિ કરવા તેના કપાળ ઉપર થોડાક ધીમાં ઉર્ધ્વગામી માર્જનો કરો તથા બન્ને લમણાં ઉપર ઠંડો શ્વાસ ફૂંકો. તમારો હેતુ તેને સૂચનોદ્વારા કહો તમે તેના શરીરને જડ રાખવા ઇચ્છો છો અને એને જાગ્રતાવસ્થામાં આણવા માંગો છો ? આવી જાતના દૃશ્યો—પ્રયોગો પ્રેક્ષકોને નવાઇ પમાડે છે કારણકે શરીર જડ હોઇ મનુષ્ય ચેતનાવસ્થામાં રમતો હોય એ આશ્ચર્ય અને અદ્ભૂતતા નહિ તો અન્ય શું ?

**જડાવસ્થા દૂર કરવાની રીત**—આ અવસ્થા ઉતારવા વિષેયને ભોંય ઉપર ચ-તોપાટ સૂવાડવો. ચરણથી આખા શરીર ઉપર મસ્તક પર્યંત ઉર્ધ્વગામી માર્જનો કરો. આ ક્રિયા દરમ્યાન દરેક ગાત્રને જરાક પંપા-

ગાતા જાઓ. ગરદનના પાછળના વિભાગ ઉપર, પીઠ ઉપર અને ખભાના પાછળના ભાગો ઉપર ઠંડો શ્વાસ ફૂંકો અને ઉત્સાહપૂર્વક ઉર્ધ્વગામી સંપૂર્ણ માર્જનો લેવા માંડો અને અસર ઉતરી જાય એવા સૂચનો આપી, "જાગો" "તાજા થઇ જાગો" "ચપળ થઇ જાગો" કહી જગાડો. શનૈઃ શનૈઃ તે શુદ્ધિમાં આવશે જાણે તે ઉંઘીને ઉઠતો ન હોય! બેભાન અવસ્થામાં જે કંઇ થયું હશે તેનું તેને બીલકુલ સ્મરણ રહેશે નહિ.

——:o:——

## પ્રકરણ છઠ્ઠું

આગળના પ્રકરણની ઘણીખરી માહિતી રેન્ડોલના પુસ્તક ઉપરથી લેવામાં આવી છે. ઘણી રીતો બીજા આ વિદ્યાના જ્ઞાતાઓ બતાવે છે અને તેનો તેઓ ઉપયોગ કરે છે, જે બધી સ્થળસંકોચને લીધે અને ઓછી અગત્યની હોઇને આપવામાં આવી નથી.

સામીપ્યમાં બેસી બધા પ્રયોગો કેમ કરવા તે આપણે વાંચ્યું પરંતુ દૂર બેઠા બેઠા બીજા ઉપર અસર કરવાની પણ રીત છે. જે મનુષ્ય ઉપર તમારે અખતરો અજમાવવો હોય તે હાજર ન હોય તો તમે તેને મોહિનીમુગ્ધ કરી શકો. એક શાન્ત

ઓરડામાં એકાન્તમાં બેસો. પછી પેલા મનુષ્યનેજ કલ્પનાથી તમારી ચક્ષુ સમીપ ખડો કરો. જો તમે કલ્પનાથી તેને સ્પષ્ટ—બરાબર જોઇ ન શકો તો પ્રયોગ અફળ જશે. તે કાલ્પનિક વિધેયને તમે ખરો વિધેય સમજી નિયમપૂર્વક સૂચનો—નિદ્રાનાં સૂચનો આપો. અલબત્ત, આ પ્રયોગ કરવા અત્યંત ધ્યાન તથા મનની એકાગ્રતાની અગત્યની છે પણ આવા પ્રયોગો સફળ થાય છે ખરા. તમારામાં એવી શકિત આવે ત્યારે તમે અજમાવી જોજો અને આ વાતની સત્યતા માટે શંકા રહેશે નહિ.

હવે અમેરીકાના ઘણાખરા સુવિખ્યાત વૈદ્ય દરદીયોને શાંત કરવા, ટપાલ મારફત સૂચનો મોકલી મોહિની-મુગ્ધ કરે છે. આવી અસર લાવવા તેઓ પોતાના સૂચનો એક કાગળ ઉપર લખે છે અને સાધારણ પત્રની માફક ટપાલમાં મોકલી દે છે. મેં જાતે આ અજમાવી જોયું નથી કે કોઇને અજમાવતાં પણ જોયો નથી પણ જો આ વાત ખરી હોય તો એટલે દરજ્જે એ આ વિદ્યાની શોધ કહેવાય. વળી એ ઘણી ફાયદાકારક પણ થાય કારણ કે ગામડામાંના દરદીયો પણ ઘેર બેઠા વિધાયકના ટપાલ મારફત મોકલેલા સૂચનોથી પોતાના દરદોથી પીડાતા બંધ થાય. વિધેય આપણી સામોજ મુગ્ધાવસ્થામાં હોય અને એને સૂચનો આપવા, તે પુનઃ પુનઃ ચાર પાંચ વખત

ઉચ્ચારવાની જરૂર છે તે પ્રમાણે આ પ્રયોગ અજમાવતી વખતે સૂચનો ચાર પાંચ લખવાની કાળજી રાખવી.

વિધેય ઉપર પ્રયોગ કરતી વખતે માર્જનક્રિયા ચાલુ હોય ત્યારે આંતરે આંતરે સૂચનો ઉચ્ચારવાની પ્રત્યેક વિધાયકે કાળજી રાખવી, જેમ કે "ઉંઘી જાઓ" "ગાઢ નિદ્રા લ્યો" "ઘસઘસાટ ઉંઘો" અત્યંત ગાઢ રીતે ઉંઘો" વિગેરે. આવા નિદ્રાના સૂચનો આપવાથી વિધેયના મગજ ઉપર જલદી અસર થાય છે અને એકલી માર્જનક્રિયાથી જો પ્રયોગ સાફલ્યાર્થે અર્ધો કલાક જોઇએ તો સૂચનક્રિયાની મદદ વડે પા કલાકે પ્રયોગ સફળ થાય છે. માટેજ સૂચન ક્રિયા અતિ મહત્વની છે. વળી પત્રદ્વારા અસર કરવી હોય તો માર્જનક્રિયા તો વ્યર્થ છે. માત્ર સૂચનોથીજ અસર કરી શકાય. તમારા જોરદાર અસર કરે એવા સૂચનો તમે પત્રમાં લખી તે વિધેયને ટપાલદ્વારા મોકલો જે વાંચવાથી તેને ઇષ્ટ અસર થાય છે.

માટે જે વિધેય ઉપર તમે પ્રયોગ કરવા ઇચ્છતા હો તેને પ્રથમ સુચનક્રિયા, સંપૂર્ણ રીતે સમજાવી તેના મગજમાં તેનું મહત્વ ઠસાવી દેવું, જેથી તે સૂચનક્રિયાનું મૂલ્ય સમજતો થાય અને તે દ્વારા થતા ફાયદા અનુભવે.

વળી એક નવો પ્રકાર વિદ્યમાન છે. તે પ્રકાર પોતે પોતાની જાતને મુગ્ધ કરવાનો છે એટલે કહો કે સમાધિ

ચઢાવવાનો છે. સમાધિમાં મનુષ્ય એકચિત્ત થઇ ધ્યાનમગ્ન થઇ જાય છે, જ્યારે સ્વમુગ્ધાવસ્થા જૂદીજ છે. જે પ્રમાણે તમે વિધેયને મુગ્ધાવસ્થામાં નાંખીને નાના પ્રકારના ટીખળો તથા રમતો કરો તે પ્રમાણે તમે તમારી જાત ઉપર કરો એ સ્વમુગ્ધાવસ્થા કહેવાય છે.

આમાં પોતાની ઇચ્છાને કેળવવાની જરૂર છે, જે પ્રમાણે આપણા દેશમાં ઘણા બાવાઓએ કેળવી છે, ખીલાની શય્યા ઉપર સૂવા છતાં તેઓને દુઃખ થતું નથી. આવી સ્થિતિ સ્વમુગ્ધાવસ્થાનો કાંટો છે. ટાંચણી કે છૂરી ભોંકી દેવા છતાં કંઇ પણ પીડા ન થાય એવી સ્થિતિ આ અવસ્થામાં જરૂરની છે.

આ અવસ્થામાં તમને કોઇ મુગ્ધ કરવા આવતું નથી પણ તમારી ઇચ્છાથીજ તમે મુગ્ધ થાઓ છો. ઇચ્છા કેળવવાથી મગજ ઉપર અસર થાય છે અને શરીર તો કાયમ મગજને શરણે છે. આવી અવસ્થાને અંગે આદતો પાડવી કે નષ્ટ કરવી બન્ને શક્ય છે. ખરેખર, આ અવસ્થામાં પોતાની જાતને લાવતા શીખવું એ અત્યંત લાભપ્રદ છે કારણ કે આથી મનુષ્ય પોતાનું આખું જીવન પરિવર્તાવી શકે. જાણે વિધેયને સૂચનો આપતા હો તેમ તમારી જાતને તમે સૂચનો આપો. આ પ્રમાણે સૂચનો આપવા જારી રાખશો એટલે થોડા વખતે તમારા મગજ ઉપર અસર થશે.

તમારે પણ ધારી લેવાનું છે કે તમારા સૂચનોની તમારા ઉપર સજ્જડ અસર થશે.

તદનુસાર જો તમે બિમાર હો તો તંદુરસ્તીના સૂચનો (સ્વસૂચનો) લ્યો; જો તમે ગરીબ હો તો દોલત મળે એવા સૂચનો લ્યો અને એ પ્રમાણે; જેની જેવી જરૂરીયાત. આ પ્રમાણે સ્વસૂચનોથી ખરાબ આદતો નષ્ટ કરવી એ સહેલ છે. બીજાના સૂચનોથી જે અસર થાય એ કરતાં સ્વસૂચનોથી બહુ સારી થાય છે; કારણ કે તમારો પ્રયાસ હમેશાં અંતઃકરણપૂર્વકનો હોય છે.

સ્વસૂચનો લેતી વખતે તમે આત્મા છો એ મગજમાં બરાબર ઉતારવું જોઇએ અને આત્માની શક્તિ અખૂટ છે તે ભૂલી જવાનું નથી. આવા સ્વસૂચનોથી તમે તમારી જાતને નીચે પ્રમાણે મુગ્ધાવસ્થામાં આણી શકો:—

પ્રથમ તો સૂઇ જાઓ પછી ઉંઘતા હો તેમ આંખો મીંચો અને આ પ્રમાણે સ્વસૂચનો લેવાં શરૂ કરો:— "હું સૂવાની તયારી કરૂં છું—હું ઘસઘસાટ ઉંઘવા માંડું છું—હું ગાઢ નિદ્રાવશ થવા માંડું છું. હું સુપ્ત છું; હું મારાં નેત્રો ઉઘાડા રાખી શકતો નથી." આવાં સૂચનો વારંવાર ઉચ્ચારો અને ચિત્તને એકજ વિચારમાં પરોવો કે તમે સ્વ-મુગ્ધ થવા ઇચ્છો છો.

આવી સ્વ-મુગ્ધાવસ્થામાં આવ્યા પછી તમે તમારી ઇચ્છાનુસાર તમારૂં ચારિત્ર્ય ઘડી શકો અને જીવનના

દરેક પ્રયાસમાં વિજય મેળવી શકો. માત્ર આવા પ્રયોગોમાં અસ્ખલિત ખંતની બહુ જરૂર છે. નિરાશી જીવડાઓ માટે આ બાબત અશક્ય છે. ઘણાઓને બીજા મુગ્ધાવસ્થામાં આણે અને દરદો સાજાં કરે અથવા આદતો મટાડે કે બંધાવે એ ગમતું નથી. આવા સ્વભાવના મનુષ્યો માટે ઉપલી રીત વરદાનરૂપ છે.

જ્યારે ઉપલો પ્રયોગ અજમાવતા હો ત્યારે ઘરના માણસોને કહી રાખવું કે તમને કોઈ અડચણ કરે નહિ અથવા ઢંઢોળી ઉઠાડે નહિ. પછી ફાવે તે સ્વસૂચનો દ્યો અને આત્મશ્રદ્ધા ખુબ રાખો એટલે ઇષ્ટ ફળ જરૂર મળશે. આ બધું મગજ ઉપર બહુ આધાર રાખે છે. તમારા મગજની જેવી શક્તિ તેવી તમારા ઉપર અસર થશે. રડતી સૂરતવાળા આ દુનીયામાં કંઇ કરવાના નથી. *

કોઇ કહેશે કે સ્વમુગ્ધ થયા પછી કેવાં સૂચનો લેવાં તો તેવાઓને હું હેન્રી વુડનું "Ideal Suggestion." 'આદર્શ સૂચનો' નામક પુસ્તક વાંચવાની ભલામણ કરીશ.

પરંતુ દરેકના સ્વભાવ જૂદા જૂદા હોય છે. બે વ્યક્તિના સ્વભાવો સંપૂર્ણ રીતે ભાગ્યેજ મળતા હશે માટે પોતાને રૂચિકર થઇ પડે તેવાં સૂચનો જાતે ગોઠવી લેવાં એ શ્રેષ્ઠ છે. સ્વસૂચનો તો સ્વમુગ્ધ થયા વગર

પણ ઘણા લાભકારી છે એ વારંવાર કહેવાની જરૂર નથી. જેઓએ પોતાના મગજને કેળવ્યું છે, તેને માટે કંઈ અઘરૂં નથી. પ્રત્યેક હાથ ધરેલું કાર્ય સ્વસૂચનોથી તે સફળ કરી શકશે; અધમ જીવનને તે ઉન્નતગામી કરી શકશે.

સ્વસૂચનનું પદ્ધતિસર જ્ઞાન, તેનાથી થતા ફાયદા, તેની સહાયથી વેપારવણજમાં ફત્તેહ અને આબાદી મેળવવી તે, તેની મદદથી પોતાના આદર્શો સફળ કરી જીવન કેમ સરળ અને ઉચ્ચ બનાવવું તે જાણવાને દરેક આહેશમંદ વાંચકને હું મારૂં "સ્વસૂચનનું મહત્વ"[1] નામનું પુસ્તક વાંચવા ભલામણ કરૂં છું.

વિધેયને મોહિની-મુગ્ધાવસ્થામાં સમયબદ્ધ સૂચનો આપવાની પદ્ધતિ અમેરિકામાં બહુ પ્રચલિત છે અને તે અતિ ઉપયોગી પણ છે. ખરાબ આદતો મટાડવી હોય અને ખાસ કરીને સારી ટેવો ઘુસાડવી હોય ત્યારે સમય-બદ્ધ-સૂચનો બહુ ઉપયોગી છે. વિધેય મુગ્ધાવસ્થામાં હોય ત્યારે, 'તે અમુક માસમાં ફલાણું કાર્ય કરશે' એવું સૂચન આપવું તેને સમયબદ્ધસૂચન કહે છે.

આ બાબતમાં અમુક વખત મુકરર કર્યા પછી તે અવશ્ય તમે કહેલું કાર્ય એક પણ મિનીટના ફરક વિના કરશે. પરીક્ષામાં, જાહેર તમાસામાં, વિગેરેમાં આ પદ્ધતિ અમૂલ્ય થઈ પડે.

---

૧ આ પુસ્તક થોડા વખતમાં બહાર પડશે.

એટલું તો સૌને માન્ય છે કે પરીક્ષામાં ઘણા સારા છોકરાઓ, એ વખતે ગભરાઇ જવાથી કે હાંફળાફાંફળા થઇ જવાથી પોતે વાંચેલું બધું ભૂલી જઇ જે તે બાફી મારે છે અને પરિણામ એ આવે છે કે તે નાપાસ થાય છે. આવા નબળા મગજના છોકરાઓને હું સલાહ આપું છું કે પરીક્ષા પહેલાં કોઇ મોહિની-વિદ્યા વિશારદ પાસે જઇ સમયબદ્ધસૂચનો લેવાં, જેથી પરીક્ષામાં ફત્તેહથી ઉત્તીર્ણ થાઓ. આવા સૂચનોથી તેઓનું મગજ વ્યવસ્થિત રહેશે અને નિરાંતે પોતે વાંચેલું શનૈઃ શનૈઃ યાદ કરી લખી શકશે. ન્યુયોર્કમાં ડૉકટર જોન. ડી. કવેકબેનોસે એક અદ્દભૂત પ્રયોગ સમયબદ્ધસૂચનોની મદદથી કર્યો હતો. એક છોકરી જે જાહેરમાં કદાપિ ગાઇ શકતી નહિ, (જો કે ઘણી કુશળ હતી પણ હિમ્મત ઓછી હતી) તેને સૂચનો આપી જાહેરમાં ગાતી કરી દીધી; તે એટલી હદ સુધી કે લોકો વાહવાહ કરી ઉઠયા અને આવા અચાનક ફેરફારનું કારણ જાણવા ઇંતેજાર થયા. જ્યારે તેઓને ખબર પડી કે એ સમયબદ્ધસૂચનોનું પરિણામ હતું ત્યારે આખા ન્યુયૉર્કમાં અજાયબી પ્રસરી રહી. ન્યુયૉર્કના બધા છાપાઓએ આ હકીકત પ્રશંસા સાથે છાપી હતી.

ઉપલાં સૂચનો આપવા વિષયને ગાઢ નિદ્રાવસ્થામાં નાંખવાની જરૂર છે, જેને માટે આગલા પ્રકરણોમાં રીત બતાવી છે, જે સૂચનક્રિયાની મદદ વડે જલદી-ટૂંક સમ-

યમાં આણી શકાય. જ્યારે વિષયને તમે માનસિક અવસ્થામાં લાવો ત્યારેજ સમયબદ્ધસૂચનો આપવાં. આ સૂચનો એકાદ વખત નહિ પણ ત્રણથી ચાર વખત પુનઃ પુનઃ ઉચ્ચારવાં અને સાથે સાથે એવું પણ સૂચન આપવું કે તે બધું ભૂલી જશે. પણ પેલા સૂચનાનુસાર તો તે સંભાળપૂર્વક નિર્મિત વખતે વર્તશે.

## પ્રકરણ સાતમું.

સૂચનક્રિયાની વારંવાર પ્રશંસા કરવી એ કોઇને અણઘટતું લાગશે પરંતુ ખરેખર, એ ક્રિયા કામધેનુ છે; કલ્પવૃક્ષ છે. સૂચનથી, મેં કહ્યું તેમ અખિલ જીવન પલટાવી શકાય; તદ્દન નવિન મનુષ્ય બનાવી શકાય. સૂચનનો અમેરિકામાં એટલો બધો ઉપયોગ થાય છે કે ઠેરઠેર તેનાં વખાણ થાય છે. કેટલાક નિષ્ણાત મોહિની વિદ્યા વિશારદોએ એક નવિન શોધ કરી છે કે ઔષધિ, એ દરદો સાજા કરવા માટે રામબાણ ઇલાજ નથી. આથી તેઓએ નવા પ્રકારનું વૈદું શોધી કાઢયું, જેને સૂચનિક વૈદું (Suggestive Therepeutice) કહેવામાં આવ્યું. આ વૈદું એમ પ્રતિપાદિત કરે છે કે ઓસડો વિના સૂચનોની સહાયથી રોગો સારા થઇ શકે. એને હિંદુસ્થાનમાં કેટલાક વિનૌષધિ રોગનિવારક વિદ્યા

પણ કહે છે પણ તેમાં સૂચનો મુખ્ય પાયારૂપ હોવાથી તથા અંગ્રેજીમાં પણ Suggestive Therepeutics એવુ નામ હોવાથી, મેં એને સૂચનિક વૈદું એવું નામ આપ્યું છે.

વળી જણાવવાનું બાકી રહી ગયું કે અર્વાચીન કાળમાં જાતજાતની શોધો થઇ છે અને દિવસે દિવસે ઔષધિ ઉપરથી લોકોનો વિશ્વાસ ઉઠનો જાય છે. મોટા મોટા યૂરોપીય વૈદ્યો પણ જાહેર કરે છે કે કુદરતને રસ્તે સીધા ચાલવાથી કોઇ પણ ઔષધિની જરૂર નથી. આ ઉપરાંત એ લોકોએ શોધી કાઢયું છે કે આમ છતાં પણ જો રોગ ઉદ્દભવવા પામે તો કુદરતનોજ આશ્રય લેવો પરંતુ દવા કરવીજ નહિ. તદનુસાર, જાતજાતના સ્નાનો, જળપ્રયોગો, રંગ પ્રયોગો વિગેરેની મદદથી તેઓ દરદો સાજાં કરે છે અને આને પણ વિનૌષધિ રોગનિવારક વિદ્યા કહી શકાય. આ વિદ્યાને સૂચનિક વૈદાં સાથે કંઇ મળતાપણું નથી માત્ર એટલું સત્ય છે કે તે પણ દવા વિના રોગ મટાડવાની વિદ્યા છે અને આ પણ તેવીજ છે.

સૂચનિક વૈદાંનો આ દેશમાં પ્રચાર હોય એવું લાગતું નથી પણ કેટલાક ફકીરો પોતાની જાદૂઇ લાકડી ફેરવી પેટમાં દુઃખતું કે માથું દુઃખતું મટાડી દે છે એ જો સાચી વાત હોય તો તેને સૂચનિક વૈદું કહી શકાય.

આ વૈદું જે શખ્સ શીખવા ઇચ્છતો હોય તેણે સૂચનક્રિયાનો ખાસ કરીને તથા માર્જનક્રિયા અને મોહિની વિદ્યાનો પાકો અભ્યાસ કરવાની જરૂર છે. જે ઢબમાં અને જેવા સ્વરમાં તમે દર્દીને સૂચનો આપશો તેવી અસર તેના ઉપર થશે. તમે ઘણી વખત જોયું છે કે કેટલાક ડૉકટરો બહુ વાચાળ હોઈ દર્દીને દવા આપ્યા પહેલાં "મટી જશે" "એમાં શું છે" "કંઈ નહિ હુંબા, ગભરાઓ નહિ" વિગેરે વાક્યો (સૂચનો) ઉચ્ચારી, તેનું અર્ધું દુઃખ ત્યાંજ ઓછું કરી નાંખે છે. વળી કેટલાક ડૉકટરોને રોગીને ભડકાવી મારવાની ટેવ હોય છે જે અતિશય નિંદ્ય છે અને તે ટેવથી ઘણું અનિષ્ટ પરિણામ આવે છે. આવા દરેક ડૉકટરને મારી એવી સલાહ છે કે તેણે એ ટેવ મૂકતાં સુધી દવાખાનું બંધ રાખવું. ઉપલી બીનામાંથી વાંચક સમજી શકશે કે સૂચન નાની સુની બાબતથી તે મહાભારત કાર્યોમાં પણ પોતાનો પ્રભાવ દર્શાવે છે અને અસર કરે છે. હવે સૂચનિક વૈદું શીખવાની પદ્ધતિસર રીત આપીશું જેથી અભ્યાસીને મુશ્કેલી ન નડે.

તમે મોહિનીવિદ્યા, માર્જનક્રિયા અને સૂચનક્રિયા જાણો છો એમ ધારીને કેમ આગળ વધવું એ નીચે બતાવવામાં આવ્યું છે. પોતાનો રોગ મટાડવા દરદી તમારી પાસે આવ્યો છે એમ ધારો; પછી આ પ્રમાણે શરૂઆત કરો:—

રોગીને આરામ ખુરશીમાં કે કોચ ઉપર બેસવા કે જમીન ઉપર સૂવા કહો. રાત હોય તો દીપકનો પ્રકાશ તમારા ઉપર પડે તેમ દીપક મૂકો. તેને નિશ્ચિન્ત થવા કહો અને કંઇ પણ વિચાર કરવા ના કહો તથા તમારા સૂચનાનુસાર વર્તવા કહો. જો જરૂર જેવું જણાય તો રોગીના એકાદ સગાને તમારા રૂમમાં બોલાવવો. બાકી બીજા કોઇને દાખલ થવા દેવો નહિ. આ સગાને પણ ભૂલી જવા—તેના વિષે બીલકુલ વિચાર ન કરવા રોગીને કહેવું તથા તેને પણ રોગીની નજરમાં ઉભો રહેવા દેવો નહિ. રોગી ખુરશીમાં બેઠા હોય તો તેના સગાને તેની જમણી બાજુએ ઉભો રાખવો; ભાવાર્થ કે તેને તે જરાક આંખો ફેરવીને જોઇ શકે. રોગીએ અંગ ઢીલું કરી નાખવું તથા ગાત્રેગાત્રને આરામ આપવો જ્યારે તમારે તેની સામે ઉભા રહેવું અને આત્મશ્રદ્ધા પૂરી રાખી ચંચળ રહેવું. આ પછી તેના ધ્યાનની એકાગ્રતા કરાવવી.

સંગીત સાંભળતી વેળા, ગાયનના તાલમાં અથવા તો ઊંડો વિચાર કરતી વેળા, આપણે જોઇએ છીએ કે કુદરતી રીતે આપણી આંખો બંધ થઇ જાય છે. તદ્દન ઉંઘી જતાં પૂર્વે પણ આપણે થોડાક વખત આંખો બંધ રાખીએ છીએ અને પછીજ ઉંઘ આવે છે. માટે રોગીનું ધ્યાન એકાગ્ર કરવા તેની આંખો બંધ કરાવવી અગત્યની છે.

રોગી ખુરશીમાં છે અને તમારે બાજુ ઉપર ટટાર ઉભા રહેવું. પછી શાંત, માયાળુ પણ દૃઢ તથા નિશ્ચિત અવાજે તેને નિશ્ચિન્ત થવા કહો. હવે તમારા જમણા હાથની બે આંગળીયો રોગીની આંખોથી પાંચ છ ઇંચ દૂર જરા ઉંચે ધરી રાખો અને તેના તરફ રોગીને એક દૃષ્ટિએ તાકી રહેવા કહો. આ પ્રમાણે તેને થોડા વખતમાં મોહિની મુગ્ધતા આવશે. જો રોગીને ઉંઘ આવે તો—અથવા તો ઉંઘ આવવાના લક્ષણો જણાય તો વિરોધ ન બતાવતાં નિદ્રાને તાબે થવા તમારે તેને સલાહ આપવી.

આ પ્રમાણે રોગી આંગળીયો તરફ જોઇ રહ્યો હોય અને નિદ્રાના ચિન્હો તમને જણાવા માંડે કે નિદ્રાના સૂચનો આપવાની તમે શરૂઆત કરો. તમારે આ સૂચનો બહુ શાન્ત તથા મૃદુ સ્વરે ઉચ્ચારવાના છે જેથી રોગીને બીલકુલ કર્કશતા લાગે નહિ.

“ તમે શાન્તિમાં છો, નિશ્ચિન્ત છો, ઉંઘમાં છો અને ઉંઘવાની તમને ઇચ્છા છે, તમે ઝોકાં ખાઓ છો અને ઉંઘવા ઇચ્છો છો; તમે આરામમાં છો અને નિદ્રાવશ થવા ઇચ્છો છો.” આવા સૂચનો ધીમેથી થોડીક વાર ઉચ્ચારી જાઓ.

“ તમારી નજર ઝાંખી થાય છે; તમારા પોપચાં ભારે ભારે થઇ ગયાં છે; તમને ઉંઘ આવતી જણાય છે, તમે હવે તમારી આંખો ખુલ્લી રાખી નહિ શકો. તમને

નિદ્રા આવે છે, ઉંઘ આવે છે, તમે ઉંઘો છો, તમે નિદ્રા લ્યો છો." આ પ્રમાણે થોડા થોડા ફેરફાર કરી થોડીક વાર આવા સૂચનો બોલો.

"તમે ઉંઘો છો. નિદ્રા લ્યો છો, નિદ્રાવશ છો, નિદ્રાધિન છો, ઘસઘસાટ ઉંઘો છો, ગાઢ નિદ્રાવશ છો, ગાઢ નિદ્રાધિન છો, તમે ખૂબ ઉંઘો છો, ઉંડી ઉંઘ લ્યો છો, ઉંડી નિદ્રા લ્યો છો," આવા સૂચનો થોડીક વાર બોલો.

"તમે ઘસઘસાટ ઉંઘો છો, ખૂબ નિદ્રાવશ છો, ગાઢ—ઉંડી નિદ્રા લ્યો છો; તમે ઉંઘી ગયા છો, તમે ગાઢ નિદ્રાવશ થઇ ગયા છો, તમે ઉંડી ઉંઘને આધીન થઇ ગયા છે, તમે અત્યંત સુપ્તાવસ્થામાં છો, તમે ઘસઘસાટ ઉંડી ઉંઘમાં છો—ઘસઘસાટ ઉંડી ઉંઘ લ્યો છો." થોડીક વાર આવા સૂચનો બોલો અને છેલ્લું સૂચન જરા ભાર મૂકીને બોલો—મોટેથી નહિ.

દરમ્યાન રોગીના પોપચાં ઢળી જાય છે અને તદ્દન બંધ થઈ જાય છે. તેની શ્વસનક્રિયામાં ફેરફાર દ્રશ્યમાન થાય છે અને બીજા નિદ્રાના ચિન્હો દ્રષ્ટિગોચર થાય છે.

જરા ઉંચા સ્વરે વળી સૂચનો ઉચ્ચારવા માંડો અને રોગી ભર ઉંઘમાં પડશે. આ સૂચનો આપતી વેળા, અગાઉ જણાવ્યા મુજબ માર્જનો રોગીના મુખ તેમજ આખા શરીર ઉપર કરતા રહેવું અને વારંવાર સૂચનો (નિદ્રાના) ઉચ્ચારતા રહેવું.

હવે કયી અવસ્થામાં રોગી આવ્યો છે તે તમારે જોવું. આરામ, ભારે શ્વસનક્રિયા એ સારા લક્ષણો છે. પણ જો તમને કંઇ સંદેહ હોય તો ધીમેથી રોગીની આંખનું પોપચું ઉંચુ કરવું. જો અસર નહિ થઇ હોય તો તે જાગી ઉઠશે નહિ, આંખનો સફેદ ભાગ ઉંઘાડો રહેશે અને તે શાન્તજ જણાશે આવી અવસ્થા રોગીની થયા પછી તે રોગનિવારક સૂચનો લેવા લાયક થયો કહેવાય. આવી અવસ્થામાં આપાયેલાં સૂચનો આબાદ અસર કરે છે.

કોઇ રોગી તમને આવીને પૂછે, "મને તમે મોહિનીમુગ્ધ કરી શકશો ?" તો "હું યત્ન કરીશ." એવો જવાબ કદાપિ વાળવો નહિ. આથી સંદેહ ઉત્પન્ન થાય છે. કોઇકજ રોગી એવો હોય છે જેના ઉપર બીલકુલ અસર થતી નથી. કાયમ આત્મશ્રદ્ધા રાખી ઉત્તર આપવો, "હા, કરી શકું" અથવા તો "અરે ખચીત, ટૂંક વખતમાંજ." તે પૂછે "તમે મને સાજો કરી દેશો ?" તો જવાબ આપો, "હા, જરૂર તમારી સહાયથી. તમે મારા સુચનાનુસાર બરાબર વર્તશો તો જરૂર તમારો રોગ નષ્ટ થશે."

આ પ્રમાણે વાત થયા પછી રોગી તમારી માવજત હેઠળ આવવા ખુશી હોય અને તમે પ્રયોગ શરૂ કરો અને તમે તેમાં અફળતા અનુભવો, તો પછી ? શું આ નિરાશા નથી ? શું બધા આશાદાયક વાક્યો

ફોકટ ગયા? નહિ. તમારે હમેશાં ધ્યાન રાખવું કે બધા રોગી પ્રથમ પ્રયોગે મુગ્ધ થતા નથી. થોડીક વધારે વાર યત્ન કર્યા પછી પણ ફતેહ કાં ન મળે ? પહેલાના બે ચાર પ્રયોગોના સૂચનોની અસર સાથે, તમારા નવા પ્રયોગના સૂચનોની અસર જ્યારે ભેળાય છે ત્યારે બધા સૂચનોના સંઘટ્ટિત બળથી રોગી સત્વર નિદ્રાવશ થાય છે. જ્યારે તેને સંપૂર્ણ ખાતરી થાય કે તમે તેના લાભ માટે યત્ન કરો છો અને તેના ભય, ચિંતા તથા શંકા નષ્ટ થાય છે ત્યારે પ્રયોગસિદ્ધિ માટે શંકા રાખવાની જરૂર નથી.

ઉદાહરણ:—એક રોગી તેના મિત્ર સાથે તમારા રૂમમાં તમારો અભિપ્રાય લેવા આવે છે. રોગી, લકવો, વાળો, સંધીવા, અજીર્ણ અથવા એવા કોઇ દરદથી પીડાય છે. તેણે બજારૂ ગોળીયોથી તે મોટામાં મોટા ડોકટરની દવા અજમાવી છે અને "સૂચનિક વૈદું" તેનો છેલ્લો ઇલાજ છે; પણ તેને તે વિષે પણ શંકા છે; તે બ્હીએ છે. દવાનો ઇલાજ અફળ થયેલો જોઇ તે ગભરાયેલો છે.

પેલો રોગી તથા તેનો મિત્ર તમને બધી વાત કહે છે. તમે કહો: "હું તમને સાજા કરીશ. તમે ખોટો રસ્તો અજમાવ્યો. બરાબર, પણ ટૂંકા વખતમાં તમે સાજા થઇ જશો. તમારે મારા સૂચનો ગ્રહણ કરવા જોઇએ. બીલકુલ ભયને સ્થાન આપવું નહિ. થોડાક

પ્રયોગો કર્યા પછી તમને એમ લાગશે કે સારૂં થયું કે તમે મારી સલાહ લીધા, વિગેરે."

પછી રોગીને કોચ ઉપર સૂવાડો, તેને નિશાંતે આરામથી સૂવા કહો, બધા ગાત્રોને ઢીલા રાખવા કહો. દીવા તરફ તેની પીઠ રાખીને તેને સૂવાડો જેથી દીવાનો પ્રકાશ તમારા મોં ઉપર પડે. તેના કપાળ ઉપર તમારો હાથ ફેરવો અને કહો "જાણે નિદ્રા લેવા પડયા હોય તે પ્રમાણે તમે આરામ લ્યો. તમારા બધા સ્નાયુઓ ઢીલા કરી નાંખો. આરામથી પડયા રહો, ચિંતા અથવા ઇન્તેજારી ના રાખો. બેપરવાહ થઇ આરામ લ્યો, બસ, બરાબર, આરામ લ્યો. એમ ધારો કે હવે તમે નિદ્રાવશ થવાના છો, તમે ઉંઘવા માગો છો. આરામથી સૂવાની તૈયારી કરો, ઉંઘવાની તૈયારી કરો."

તેના ઉપર થોડી ઘણી અસર થયેલી જોઇ, વળી તમે આગળ ચલાવો:—

"તાકીને મારા તરફ જૂઓ. મારા જમણા નેત્ર તરફ બરાબર તાકો. હું તમારા તરફ તાકી રહીશ એટલે તમારા ઉપર અસર થશે. તાકયાજ કરો. બીજું કંઇ પણ તમારી દ્રષ્ટિમાં ના આણો. બરાબર તાકો ને હું કહું તે સાંભળો—ધ્યાન આપીને સાંભળો, મારા સૂચનો સાંભળશો એટલે તમારી આંખો થાકશે. તમારા નેત્રો ભારે થશે—કંટાળશે. તમારાં ચક્ષુઓ ભારે થવા લાગશે—કંટાળવા લાગશે. હવે તમારાં નેત્રો કંટાળી

ગયાં, ભારે થઇ ગયા—તદ્દન ભારે થઇ ગયા, થાકી ગયા. તે બંધ થાય છે કારણ કે ભારે થઇ ગયેલાં છે. તમારાં નેત્રો બંધ થાય છે. બં...ધ, બં...ધ થાય છે, તદ્દન બં...ધ." આ સૂચનો શાંતિ અને દ્રઢતાપૂર્વક ઉચ્ચારી જાઓ.

તમે રોગીની નજદીક બેઠેલા હો તો તમારૂં માથું રોગીના માથાથી બે ફુટ ઉંચ્ચુ રાખવું તમારે વારંવાર વાંકા વળીને રોગી પાસે મોં લઇ જવું અને મૃદુ સ્વરે તમારાં સૂચનો અસરકારક રીતે બોલી જવા.

"તમારી આંખો ભારે ભારે થતી ચાલી છે, તમારી આંખો પટપટવા લાગી છે; તમારાં પોપચાં વજનદાર થવા લાગ્યાં છે—ભારે થવા લાગ્યાં છે. પોપચાં ભા...રે વ...જ...ન...દા...ર થવા લાગ્યાં છે. આંખોમાંથી પાણી વહે છે, તમારી આંખો નિદ્રાપૂર્ણ છે. તમારા પોપચાં ભારે, ભારે, ભારે છે. તે બંધ થાય છે. બં...ધ થાય છે, ભારે છે, બંધ થાય છે, ભારે છે, બંધ થાય છે. તમારા પોપચાં બંધ થાય છે. તમને તે ઉઘાડા રાખવાનું મન નથી થતું. તે બંધ થાય છે અને તમે ઉંઘવા ઇચ્છો છો, નિદ્રા લેવા માંગો છો. તમને ઉંઘ આવે છે, નિદ્રા આવે છે. તમે સુસ્ત છો, નિદ્રાવશ છો, ઉંઘો છો, સૂતેલા છો. તમે ગાઢપણે સુસ્ત છો, ઘસઘસાટ ઉંઘો છો, આરામથી નિદ્રા લો છો, ખૂબ ઉંડી ઉંઘ લ્યો છો. તમે એ...ક...દ...મ ઘ...સ...ઘ

સા...ટ ઉંઘેલા છો. ખૂબ ઉંઘો. ગા...ઢ નિદ્રા લ્યો, નિ...રાં...તે ઉંઘો, એકદમ ગાઢ ઉંડી ઉંઘ લ્યો. તદ્દન ઘસઘસાટ ગાઢ ઉંઘેલા છો." વિગેરે.

આ "નિદ્રાના સૂચનો" વારંવાર ઉચ્ચારવાથી જરા ઉચ્ચ સ્વરથી અને દ્રઢતાપૂર્વક બોલવાથી, લમણાં ઉપર જરાક સ્પર્શ કરવાથી, બંધ થતી આંખો ઉપર આંગળીયો અડાડવાથી રોગી ઉપર અસરકારક પરિણામ આવે છે. માત્ર ધૈર્યથી સૂચનો બોલવામાંજ ખૂબી છે. શબ્દે શબ્દ ઉપર ભાર થઇ દ્રઢતા બતાવવી એ તમારી કુશળતા ઉપર આધાર રાખે છે. પરંતુ એકાગ્રદ્રષ્ટિ, નિદ્રાના સૂચનો (વાણી તેમજ સ્પર્શના) અને (જરૂર જણાય તો) માર્જનોના એકત્ર બળથી ઘણાખરા રોગીમાં મોહિની-નિદ્રારોપણ કરી શકાય છે.

રોગીને આસ્તે આસ્તે અસર થાય તો કંઇ ફીકર જેવું નથી. આવા વિધેયો બહુ સારા નિવડે છે અને બહુ જલદી રોગથી મુકત થાય છે, યુકિત, ધૈર્ય અને ખંતથી તમે જરૂર ઇષ્ટ અસર લાવી શકશો. ઘણી વખત રોગી ખાલી ખાલી ગભરાય છે અને બેચેન થઇ જાય છે ત્યારે જલદી અસર થતી નથી. ગઇ બાબતમાં ધારો કે રોગી આંખ બંધ કરવાની અવસ્થા પર્યંત પહોંચ્યો નથી, આવી વખતે તે અવસ્થા આણવાના સૂચનો વધારે દ્રઢતા શ્રદ્ધા અને ખંતપૂર્વક બોલી જાઓ અને પરિણામ ધાર્યા પ્રમાણે આવશે.

આગલા પ્રકરણોમાં આપેલી રીત અને ઉપલી રીત ઉપરાંત બીજી ઘણી રીતો છે. પરંતુ બધાનું છેવટ એકજ છે. અગાઉ બતાવ્યા પ્રમાણે સમયબદ્ધ સૂચનોથી રોગીના રોગો જલદી મટે છે, જે સૂચનો બાબત આગલા પ્રકરણમાં સમજણ આપેલી છે.

વળી તમે વિષેયની આંખો સામે આંગળીયો ફેરવવા માંડો અને તે તરફ ધ્યાનપૂર્વક તેને નિહાળવા કહો. તમારી આંગળીયોની ગતિ નિહાળવાથી તેના નેત્રો કંટાળશે અને આસ્તે આસ્તે તે બંધ કરવા માંડશે એટલે પૂર્વવત્ નિદ્રાના સૂચનો બોલવા માંડો અને તેનામાં નિદ્રારોપણ થશે.

નિદ્રાના ચિન્હો નિહાળતાં વેંત સૂચનિક વૈદ્ય રોગનિવારક સૂચનો આપવા માંડશે, જે સ્પષ્ટ ચોખ્ખી આશાપૂર્ણ અને અસરકારક ભાષામાં બોલાયેલા હોવા જોઇએ.

જૂદી જૂદી અવસ્થાઓમાં, રોગી નિદ્રારોપણ થયા પછી આવે છે જેનું સંપૂર્ણ વર્ણન આગલા પ્રકરણોમાં આપેલું છે તે અત્રે તમારે પુનઃ વાંચી જવું જોઇએ. તેના શા શા ચિન્હો છે એ બધું તમારે યાદ રાખવાની અગત્ય છે. એ ચિન્હો નિહાળ્યા પછી જ્યારે તમે ધારો કે રોગી રોગનિવારક સૂચનો ગ્રહવાને લાયક છે એટલે એવા સૂચનો બોલવા માંડો. પ્રથમ તો રોગી કંઇ ન સમજતો હોય તેમ દાદ દેશે નહિ. પણ આસ્તે

આસ્ને તમારા સંપૂર્ણ કાબુમાં તે આવી જશે. તેનો ચ્હેરો તમારા સૂચનો ગ્રહવા આતુર જણાશે બાકી કોઇ અસર તમે નિહાળી શકશો નહિ.

હવે રોગનિવારક સૂચનો કેમ આપવા ન જોઇએ, એ વાંચીશું. ધારો કે રોગીનું માથું દુખે છે. તેનામાં નિદ્રારોપણ કરેલું છે એટલે (વિધાયકે) વૈદ્ય તેનાં માથા ઉપર હાથ મૂકવો અને બોલવું, "હું તમારા મસ્તક ઉપર હાથ મૂકું છું એટલે તમારૂં માથું દુઃખતું મટી જશે. તમારી શિરોવેદના નષ્ટપ્રાયઃ થતી જાય છે, નષ્ટ થાય છે. હું તમારા લમણાં દબાવું છું એટલે તમારી વેદનાનું નિવારણ થઇ જાય છે, દુઃખ નષ્ટ થાય છે, પીડા મટી જાય છે. દુઃખ જાય છે, ખલાસ, દુઃખ ગયું, પીડા મટી ગઇ, વેદના નષ્ટ થઇ. તમારી શિરો-વેદના લોપ; તમને હવે શિરોવેદના નહિ થાય કારણ કે તે તદ્દન નષ્ટ થયેલી છે. તમે તાજા થાઓ છો. તમારામાં તંદુરસ્ત પરિવર્ત્તન થાય છે. જ્યારે જ્યારે તમે જાગશો ત્યારે તમારા માથામાં બીલકુલ દુઃખ થશે નહિ. તમે તંદુરસ્ત છો, નીરોગી છો, આરોગ્ય-શાળી છો. જ્યારે તમે જાગો ત્યારે તમને અંશ પણ વેદના થશે નહિ."

સાથે સાથે જે ભાગ ઉપર વેદના થતી હોય તે ઉપર ધીમા એકાગ્ર માર્જનો કરવા જેથી દુઃખ જલદી નષ્ટ થાય. આ પ્રમાણે પ્રયોગ ખતમ થશે કે રોગી

નીરોગી થઇને જાગશો. દસથી પંદર મિનીટ ઉપલા સૂચનો બોલ્યા કરો. પછી ત્રણેક મિનીટ વિશ્રાંતિ લેવા રોગીને કહો અને પછી નીચે પ્રમાણે બોલી જગાડો. "હું તમને જગાડવા માંગું છું. જ્યારે હું 'ત્રણ' બોલું ત્યારે તમે જાગશો અને નીરોગી થઇને ઉઠશો," વિગેરે. "હવે એક, બે, ત્રણ, જાગો." અને રોગી તાજો થઇને નિરોગી થઇને ને શિરોવેદનાથી મુક્ત થઇને જાગશે.

આમ છતાં રોગીને કંઇક સંદેહ રહી જાય કે હજી માથું દુઃખે છે તો તરતજ બીજો અખતરો ન કરતાં બીજે દહાડે અમુક વખતે તેને બોલાવવો અને પૂર્વવત્ તેની માવજત કરવી. આ પ્રયોગમાં આગલા પ્રયોગ કરતાં વધારે સંભાળથી, શ્રદ્ધાથી અને દ્રઢતાથી સૂચનો બોલવા, જેથી અસરમાં કંઇ ખામી રહે નહિ.

હવે એક બીજા દર્દથી પીડાતા રોગીનો દાખલો લઇશું. ઘણી ઘણી દવાઓ લઇ થોડોક ફાયદો થયેલો તેને માલુમ પડયો પણ પુનઃ દર્દ ઉભળ્યું છે. આથી તેને દવામાં શ્રદ્ધા નથી. જીભનું તોતડાવું, અવ્યવસ્થિત પાચનશકિત, ચકરી, ઉંઘમાં ભયંકર સ્વપ્નો, ડાબા પડખામાં દુઃખ વિગેરેથી તે પીડાય છે. તેનું મગજ ભમે છે અને પગ ચાલતા નથી. અજીર્ણ કિંવા ઝાડાથી તે પીડાય છે, બરાબર નિદ્રા નથી આવતી, જમવા બેસતાં ઉપકા આવે છે અને કુટુંબના માણસોને બિચારો ભારરૂપ છે. તેનું વય પીસતાલીસ વર્ષનું છે.

છેલ્લા પાંચ છ વર્ષથી તે અશક્ત થઇ ગયો છે. તે બિચારા બિમાર છે અને તેનો વૈદ્ય પણ દવા કરી થાકયો છે. આવી સ્થિતિમાં કોઇ હિતેચ્છુ તેની તબીયત જોવા જાય છે અને "સૂચનિક વૈદું" અજમાવી જોવા સલાહ આપે છે. તે તેમાં શ્રદ્ધા ધરાવતો નથી. પરંતુ થોડાક વિચાર કરી તે પણ અજમાવી જોવાના નિશ્ચય પર તે આવે છે.

રોગી તથા પેલો હિતેચ્છુ બન્ને સૂચનિક વૈદ્ય પાસે એટલે તમારી પાસે આવે છે. તે તમને બધો ઇતિહાસ કહી જાય છે. તમે તેની વાતમાં એટલો રસ લ્યો છો કે રોગીને તમારા ઉપર શ્રદ્ધા બેસે છે. દરમ્યાન તમારે તેની માવજત કેમ કરવી તે મનમાં યોજી રાખવું. આવા રોગી સ્વતઃ એકચિત્ત થઈ શકતા નથી એટલે પૂર્વવત્ તમે તેનામાં મોહિની—નિદ્રારોપણ કરો. જ્યારે તે શાંતિથી ઉંઘવા માંડે, શ્વસનક્રિયા બરાબર ચાલતી હોય ( પરંતુ નિત્ય કરતાં વધારે મોટા ધબકારા સાથે ), નાડી ધીમી હોય અને ગાત્રો જડ હોય ત્યારે રોગનિવારક સૂચનો આપવાની શરૂઆત કરો.

" તમે ઘણા બિમાર હતા, ઘણા બિમાર પણ તમે જલદી સાજા થઇ જશો, એકદમ જલદી આટલા માસ પર્યંત જે પીડાથી તમે પીડાઓ છો તે તમે જાગશો ત્યારે નષ્ટ થશે. તમે જાગશો ત્યારે તમારામાં

અદભૂત ફેરફાર થશે-તમારો રોગ ચાલ્યો જશે." વિગેરે સુચનો આપો. આ સૂચનો આપતી વેળા તમારે તેના રોગવાળા ભાગો ઉપર મૃદુતાપૂર્વક હાથ ફેરવતા રહેવું. માથાની ભ્રમણા હેડાડવી હોય તો તમારે તમારો હાથ તેની ગરદનના પછવાડેના ભાગ ઉપર ફેરવવો અને સૂચન આપવું કે, તેની માથાની ભ્રમણા નષ્ટ થઈ છે.' અપચો હોય તો હાથવડે પેટ દાબી ઘટતાં સૂચનો આપો. આવા હાથોના સ્પર્શોની જરૂર તો છે. પરંતુ મોટો આધાર તમારા સૂચનો ઉપર છે. શ્રદ્ધા વિનાના સૂચનો રોગીને કંઇ ફાયદો કરશે નહિ.

લોહીનું વહન અવ્યસ્થિત હોય તો હૃદય ઉપર હાથ મૂકી તમારા સુચનો આપવા. આ પ્રમાણે તેનો રોગ જાણી રોગવાળા ગાત્ર ઉપર હાથ મૂકી, ફેરવી કે દાબી દૃઢ અસરકારક રોગનિવારક સૂચનો આપવા જેથી દરદી રોગમુકત થાય છે.

પૂર્વે જણાવ્યું તેમ ઉર્ધ્વગામી માર્જનો વિષયને નિદ્રામાંથી જગાડે છે. તે પ્રમાણે માર્જનો કરી તેવી ઇચ્છા કરો અને રોગી જાગી ઉઠશે. તે આજુબાજુ ચકિતતાપૂર્વક જોયા કરશે. તેને પોતાને પોતાનામાં ઘણો સરસ ફેરફાર થયેલો માલુમ પડશે. આ પ્રમાણે એકાદ દિવસમાં બધા રોગોથી જો કે રોગી મુકત થતો નથી. પરંતુ થોડાક દિવસ ખંતપૂર્વક પ્રયોગ

કર્યાથી રોગી તદ્દન તંદુરસ્ત થઇ જાય છે. દિવસે દિવસે નવીન વિચારોના પ્રવાહમાં તે જણાય છે. તેની ઇચ્છાશકિત પ્રબળ થાય છે અને જીવનમાં તેને રસ પડે છે. છે. તે તદ્દન તંદુરસ્ત થઇ ગયો છે. તે નવીન પુરૂષ થયો છે. તેને જીવનથી હવે કંટાળો નથી આવતો. તે હવે કમનસીબ નથી, દરિદ્રી નથી પરંતુ સુખે તેના ઉપર કૃપા કરી છે.

ઉપલા બધા ઉદાહરણોમાં નિયમિત રીત કામે લગાડવામાં આવી છે પણ એક બીજી રીત છે જેનું નામ અનિયમિત રીત છે. તે વડે પણ દરદો સાજા કરી શકાય છે. આ રીત, જે રોગીયો મુગ્ધાવસ્થા પામી શકતા નથી એમને માટે બહુ સારી છે. આ રીતમાં રોગીને મુગ્ધ કરવાની અગત્ય નથી. ખરાબમાં ખરાબ દર્દોથી, આ રીતની મદદથી રોગીયો પીડાતા બંધ થાય છે. જેને મોહિનીવિદ્યાનો વ્યવહારૂ અનુભવ નથી તે પણ આ રીતથી દરદો મટાડી શકે. ટૂંકામાં અનિયમિત રીતથી દરદો બહુ જલદી અને કડાકુટ વગર સાજા કરી શકાય છે. આ રીત વિષે સંપૂર્ણ જ્ઞાન મેળવવા માટે મારૂં "સ્વસૂચનનું મહત્વ" નામક પુસ્તક વાંચવા હું દરેકને ભલામણ કરીશ. એ પુસ્તકમાં એક માણસ અનિયમિત રીતથી કે સ્વસૂચન પદ્ધતિથી પોતાના દરદો કેમ મટાડી શકે, જીંદગીમાં ફત્તેહ કેમ મેળવી શકે, વ્યાપારમાં વૃદ્ધિ કેમ કરી શકે, સારી ટેવો

પાડી, નરસી ટેવો કેમ ફીટાડી શકે વિગેરે અમૂલ્ય સલાહો આપેલી છે.

હવે કેટલાક એવા ઉદાહરણો લઇશું, જે બાબતમાં ઔષધો બીલકુલ નિરર્થક નિવડે છે અને મગજ અને મગજજ તે રોગો મટાડી શકે છે, તે માનસિક રોગો છે. માનસિક દર્દો મટાડવા ઔષધિ કદાપિ ઉપાયરૂપ નિવડશે નહિ માટે સૂચનિક વૈદુ આ બાબતમાં મુખ્ય ભાગ ભજવે છે.

સુપ્રસિદ્ધ બ્રીટીશ વૈદ્યોમાંનો એક ડોકટર કીંગ્સ-બરી સૂચનિક વૈદ્યાંની અતિશય મદદ લે છે, તેણે એની સહાયથી ઘણા દર્દીયોને સાજા કર્યા છે જેમાંના કેટલાક દાખલા આપણે ટાંકીશું:—

એક સ્ત્રી તેની પાસે આવી, જેને અગાઉ થયેલો જખ્મ રૂઝાઇ ગયેલો હતો પણ વેદના થયા કરતી હતી. તેને વરતજ મોહિનીમુગ્ધ કરવામાં આવી અને રોગ નિવારક સૂચનો તેને આપવામાં આવ્યા. એકજ પ્રયો-ગમાં તેની વેદના કાયમ માટે નષ્ટ થઇ ગઇ.

આઠ વર્ષની એક ઘણી ઉદ્ધત છોકરીને સુધાર-વાનું કામ તેને માથે આવ્યું. તે નિર્દય, દુર્ગુણી અને બીજાને દુ:ખ આપવામાં રાજી થનારી હતી. તેને સુધા-રવા માટે તમામ ઇલાજો અજમાવી જોવામાં આવ્યા પણ વ્યર્થ, તેને ચાબુક મારવામાં આવ્યા હતા, એક-દમ ઠંડા પાણીના પીપમાં બુડાડવામાં આવી હતી,

ઓછું ભોજન આપવામાં આવ્યું હતું, પુરી રાખવામાં આવી હતી પણ ફોકટ. મુગ્ધાવસ્થામાં આણી સૂચનો આપવાથી તેનું જીવન પરિવર્તનને પામ્યું. તે છોકરી નમ્ર, પ્રેમાળ અને આજ્ઞાંકિત થઇ ગઇ.

વેપારમાં ખોટ જવાથી એક શખ્સ બ્હાવરો બની જઇ આપઘાત કરવાની અણી ઉપર હતો અને સદ્‌ભાગ્યે તેને ડૉકટર કીંગ્સબરીની સલાહ લેવાનું સુજી આવ્યું. એકજ વખતના પ્રયોગમાં તેને અપાયેલા સૂચનોએ જે અસર કરી તે તે પોતે નીચે પ્રમાણે વર્ણવે છેઃ-

"દુનીયા આખી ફરી ગઇ અને મને લાગવા માંડયું કે હું સુખી હતો."

શું ઉપલા માનસિક દર્દો દવાથી કદાપિ મટાડી શકાય ખરા? હજારો ધંધાથીં, કલાકો, વકીલો, ડૉકટરો, મહેતાજીઓ, શિક્ષકો અને કેટલાકો એવા છે કે જેમનો નિર્વાહ મગજશકિત ઉપરજ ચાલે છે. આવા કેટલાક શખ્સો ઘણી વખત એકાદ માનસિક રોગથી પીડાય છે, જેથી આગળ ધસતી તેમની વિજયરૂપી સરિતાનો પ્રવાહ સુકાઇ જાય છે. ઘણી ઘણી કુટેવોને તેઓ વશ હોય છે જેને લીધે જીવનમાં તેઓ બહુ ફત્તેહ મેળવી શકતા નથી, તે કુટેવો ગણાવી જવાની હું જરૂર જોતો નથી—તે ખાનગી પણ હોય અને જાહેર પણ હોય. આવી કુટેવો જો અટકાવવામાં ન આવે તો જીવન નષ્ટ થઇ જાય અને કેટલાંના જીવનો નષ્ટ થઇ ગયાં છે?

ધારો કે એક જુવાનને દારૂ પીવાની લત લાગી છે. આસ્તે આસ્તે તેને તે ટેવ થઇ ગઇ. પ્રથમ તે આ કુટેવ ખાનગી રાખે છે, પછી જાહેર થઇ જાય છે. આ બાબતમાં કયી દવા આપી તમે તેને દારૂ પીતો બંધ કરી શકશો ? તે બિચારો મગજશકિત, ઇચ્છાશકિત વિગેરે કંઇ સમજતો નથી. માત્ર આપોઆપ ઉદ્ભવતી ઇચ્છાને (કુટેવને) તે પોષે છે. પછીથી તેનાથી બીલકુલ વિરોધ થઇ શકતો નથી. આવી બાબતમાં ''સૂચનિક વૈદું'' રામબાણ ઇલાજ છે. મુગ્ધાવસ્થામાં અપાયેલાં સૂચનો તેના પર સચોટ અસર કરે છે અને હમેશને માટે તેને દારૂ માટે તિરસ્કાર બંધાઇ જાય છે.

દારૂ પીવાની, બીડી પીવાની, દવાઓ ઢીચવાની, ચ્હા પીવાની કે ગમે તેવી આદત, કદિ ન છોડી શકાય તેવી આદત બહુ ખરાબ અને વિનાશકારક છે. જો આ કુટેવોને જડમૂળથી ઉખેડી નાખવામાં ન આવે તો બહુ અનિષ્ટ પરિણામ આવે છે. દારૂ પીવાની જબ્બર લત પણ મોહિનીવિદ્યા અથવા સૂચનિક વૈદાંથી છોડાવી શકાય છે તો બીજી બીજી લતોનું શું ગજું ?

ડૉકટર વોઇસીને એક કેસ કેમ સુધાર્યો તે જૂઓ. ઇ. સ. ૧૮૮૮ માં જુનની ૯ મી તારીખે, સાલપેટીર નામના શહેરમાં એક સોળ વર્ષનો છોકરો તેની પાસે આણવામાં આવ્યો. તે બદમાસ હતો, જૂઠું બોલતો, જુગાર રમતો, અવિનયી હતો અને બધાને

બનાવવા કોશીષ કરતો. ઘણી નિશાળોમાંથી તેના આવા દુર્ગુણોને લીધે તેને કાઢી મૂકવામાં આવ્યો હતો. તેની તબીયત ઠીક હતી. આંખે જરાક ખામી હતી. તે અજ્ઞાન હતો. મુશ્કેલીથી વાંચી શકતો. પરંતુ તેની અવલોકનશકિત તથા યાદશકિત સારી હતી. ડૉ. વોઇસીને તેને મોહિની-નિદ્રારોપણ કરવા મહેનત શરૂ કરી. ત્રીજા પ્રયોગે તે મુગ્ધાવસ્થાને પ્રાપ્ત થયો. મુગ્ધાવસ્થા આવ્યા પછી સૂચનો આપવાનું કાર્ય ચાલુ થઇ ગયું અને જુલાઇની છઠ્ઠી તારીખે તો તેનું ચારિત્ર્ય તદ્દન બદલાઇ ગયું. ચાર અઠવાડીયામાં કેવું અદ્ભૂત પરિણામ? બધી બાબતે તે ફેરવાઇ ગયો અને સારી ચાલચલગતના છોકરાઓમાં તેની ગણત્રી થવા લાગી. કેળવણી આપવા માટે સૂચનપદ્ધતિ બહુ ઉપયોગી છે. જેઓને વાંચવા લખવા પ્રત્યે અણગમો ઉપજતો હોય તેવાઓને સૂચનોની મદદથી વાંચતા લખતા અને ભણતરમાં રસ લેતા કરી શકાય છે. અમેરિકા યૂરોપમાં આ પ્રમાણે ઘણા ઠોઠ છોકરાઓને શિક્ષણ આપવામાં આવે છે, જે પદ્ધતિ આપણા દેશમાં પ્રવેશે તો કેળવણી કૂદકે ભૂસ્કે વધી જાય.

છોકરાઓમાં ઘણી જાતની કુટેવો હોય છે. અંગુઠો ચુસવાની, દાંતો વડે નખો કરડવાની, નાકમાં આંગળાં ઘાલવાની વિગેરે આદતો સૂચનોથી નષ્ટ કરી શકાય. ઘણા છોકરાઓને બીજાના ઘરમાંથી કોઇ વસ્તુ ચોરી

આવવાની ટેવ પડી ગયેલી હોય છે. આવી ટેવ પણ સૂચનોથી મટાડી શકાય. ઉપર બતાવેલી બધી આદતો મટાડવા પ્રથમ તેને મુગ્ધાવસ્થામાં નાંખવો અને આદત ભૂલી જાય એવાં સૂચનો ઉચ્ચારવાં, જેની અસર તેના ઉપર કાયમ માટે થઈ જશે. જેવી ટેવ તેવાં સૂચનો આપવાં.

હવે અનિયમિત રીતના એક બે દૃષ્ટાંતો આપી આ પ્રકરણ સમાપ્ત કરીશું. મુગ્ધાવસ્થા આણ્યા વગર સૂચનો મનુષ્ય ઉપર અસર કરે છે એ અગાઉ જણાવવામાં આવ્યું છે. આવાં સૂચનો બે પ્રકારનાં છે. ૧. સ્વસૂચન ૨. બાહ્યસૂચન. પહેલા પ્રકાર માટે મારૂં "સ્વસૂચનનું મહત્વ" નામનું પુસ્તક વાંચો. બાહ્યસૂચનોથી ડૉકટર બર્ન્હીમે ઘણાનાં દર્દો મટાડયાં છે. સ્વસૂચનમાં બહારના કોઇ શખ્સની ગરજ રહેતી નથી, માત્ર તે પદ્ધતિ જાણવાનીજ અગત્ય છે; જયારે બાહ્યસૂચનમાં બીજા શખ્સના સૂચનોથીજ સામા ઉપર અસર થાય છે. આ બાબતના દૃષ્ટાંતો નીચે પ્રમાણે છે:—

ડૉ. બર્ન્હીમ જયારે ઇ. સ. ૧૮૯૫ માં પેરીસમાં હતો ત્યારે એક યુવતી તેની માવજત હેઠળ આવી. તેનું વય પચીસ વર્ષનું હતું અને તે બે બાળકની માતા હતી. તે અશકિતથી પીડાતી હતી. બાંધો મજબૂત હોવા છતાં અશકિત જણાતી હતી. આને લીધે તે કાયમ દીલગીરીમાં ને ચિત્તભ્રમાવસ્થામાં રહેતી. વાંચી, લખી કે

સીવી અથવા તો કંઇ પણ કામ તે કરી શકતી નહિ. વાંચતાં તોતડાતી, ચિત્તની એકાગ્રતા ખોતી, બધી રગોમાં કળતર થતું. મહાપ્રયાસે ચલાતું, ઉંઘ આવતી નહિ અને ઓરડામાં ગોંધાઇ રહેવું ગમતું વિગેરે અનિષ્ટ ચિન્હો તેનામાં દેખાતાં હતાં. તેનો વૈદ્ય પણ દવા કરી થાકયો હતો અને અન્તે તે લાચાર થઇ ગયો. હતો.

ડૉ. બર્ન્હીમે તેને જાન્યુઆરી માસમાં જોઇ અને રોગ પારખ્યો. તે રગોની કમતાકાતીથી પીડાતી હતી. માત્ર તેણે વીજળી મૂકાવવાની સલાહ આપી. એપ્રીલમાં પાછો તે તેને મળ્યો પણ કંઇ અસર થઈ ન્હોતી. ઉલટી તેની તબીયતમાં બીગાડ થયો હતો પછી જળ-પ્રયોગો અજમાવવામાં આવ્યા પણ કંઇ પણ ફળ આવ્યું નહિ. આથી બર્ન્હીમે તેને નેન્સી (તેનું ગામ) આવવા કહ્યું. તે પોતાના ધણી, બાળકો અને નોકરો સાથે નેન્સી ગઇ. બર્ન્હીમે તેના ઉપર મોહિની-નિદ્રા આરોપ્યા વગર એટલે બાહ્યસૂચનોથી તેનું દરદ મટાડયું.

તે ચાલી શકે છે એવું તેને બતાવવા બર્ન્હીમ તેનો હાથ પકડી થોડીક મિનીટ સુધી થોડાક પગલાં ઓરડામાં ચલાવતો. પ્રથમ તો તે 'દુઃખ થાય છે' કહી તે બેસી જતી પણ તે વારંવાર સમજાવી ચલાવતો. વારં-વાર બર્ન્હીમ સૂચનો આપવા લાગ્યો તે ચાલી શકે છે

અને તેને કંઇ પણ વેદના થતી નથી. આસ્તે આસ્તે વધારે મિનીટ સુધી તે તેને ચલાવવા લાગ્યો. અઠવાડીયામાં તો તે બે માઇલ સુધી મુશ્કેલી વગર ચાલવા લાગી. નવ દિવસમાં વેદના ચાલી ગઇ અને પગોની રગોનું દુઃખ પણ ત્રણ અઠવાડીયામાં મટી ગયું.

હવે તેને મોટેથી વંચાવવાની માવજત ચાલી. તેનું મન ગૂંચવાઇ જતું. તે શું વાંચતી તે તે સમજી શકતી નહિ. પણ ત્રણ દિવસમાં તે વાંચતી થઇ ગઇ. આ પણ બાહ્ય સૂચનોનું પરિણામ હતું. એક માસમાં તો તે તંદુરસ્ત, સુખી અને બુદ્ધિમતી સ્ત્રી તરીકે પેરીસ પાછી ફરી. આ બધી સૂચનો આપવાની દક્ષતા પ્રથમ બર્ન્હીમે નમ્ર, સમભાવવાળા અને દ્રઢ સૂચનો આપ્યા પછી રોગનિવારક સૂચનો આપવા માંડયા, જેથી તે સ્વાવલમ્બિની થઇ શકે. આસ્તે આસ્તે આ બધાં સૂચનોની (બાહ્ય) તેના ઉપર અસર થઇ અને અન્તે તે તદ્દન ફેરવાઇ ગઇ.

એક વધુ ઉદાહરણ ડૉ. હર્બર્ટ એ. પાર્કીનનો ટાંકીશું. બત્રીસ વર્ષની એક બાઇ તેની પાસે આવી. તે દમના રોગથી પીડાતી હતી. છેલ્લાં પંદર વર્ષથી તે આ રોગથી પીડાતી હતી. તેના હોઠ કાળા અને હાથ, પગ ઠંડા હતા. સવારનું કંઇ ખાધું ન્હોતું. મોટેથી તેનાથી બોલાતું ન્હોતું. તે તદ્દન શ્રમિત થઇ ગઇ હતી.

પાર્કીન તેના બિછાના પાસે બેઠો અને એક હાથ પકડી તેને કહ્યું કે તે તેનું દરદ મટાડવા આવ્યો હતો. તેને, તે જે કંઇ બોલે તે પ્રમાણે કરવા પાર્કીને વિનવ્યું પછી તે બોલવા લાગ્યો:—

"તમારી આંખો બંધ કરો. પળવારમાં તમને શાન્તિ થશે અને શ્વાસક્રિયા લંબાશે તથા ઉંડી થશે. હું તમારી છાતી મસળીશ એટલે તમે છુટથી અને વધારે છુટથી શ્વાસ લઇ શકશો."

આ પ્રમાણે બોલી તે છાતી તથા ફેફસાં મસળવા લાગ્યો અને વારંવાર રોગનિવારક શાન્તિદાયક સૂચનો ઉચ્ચારવા લાગ્યો. દસ મિનીટમાં તો તે છુટથી શ્વાસ લેવા લાગી. આસ્તે આસ્તે તેના માથા તળેના તકીયા એક પછી એક લઇ લેવામાં આવ્યા, જે દરમ્યાન, નિદ્રા ભૂખ વિગેરેનાં સૂચનો તો ચાલુજ હતા. થોડીકવાર પછી તેને થોડોક સેરવો પાવામાં આવ્યો અને વીસ મિનિટમાં તો તે ઘસઘસાટ ઉંઘવા લાગી. બે કલાક પછી તે જાગી ત્યારે વળી તેને ખોરાક આપવામાં આવ્યો અને પુનઃ તે ઉંઘી ગઇ. ત્યાર પછીના વીસ કલાક સુધી દરદીને બબ્બે કલાકને આંતરે ખાવા આપવામાં આવતું હતું.

આ પ્રમાણે બે અઠવાડીઆ પર્યંત દિવસમાં બે વખત રોગીની માવજત કરવામાં આવતી ને અજીર્ણ-નિવારક તથા ક્ષુધોત્પાદક સૂચનો આપવામાં આવતાં.

બે માસમાં તેનું દરદ ચાલ્યું ગયું અને તેનું વજન વીસ રતલ વધ્યું.

આ પ્રમાણે નિદ્રારોપણ કર્યા વગર એટલે રોગીને મુગ્ધ કર્યા વિના પણ દર્દો સાજાં કરી શકાય છે, તેમાં માત્ર સૂચનો ઉપર બધો આધાર છે. જેવાં સૂચનો તેવું પરિણામ. બાહ્યસૂચનો આપનારમાં આત્મશ્રદ્ધા, સૂચન આપવાની પદ્ધતિ, ખંત, ધૈર્ય વિગેરે ગુણોની અગત્ય છે. પેટનો દુઃખાવો, શિરોવેદના એવા નાના રોગોને મેં પોતે મટાડેલા છે પરંતુ મોટાં દર્દોવાળા ઉપર અદ્યાપિ મેં મારી શકિત અજમાવી નથી. ભવિષ્યમાં એ પણ ઇચ્છું છું.



## પ્રકરણ આઠમું.



આપણા દેશમાં મોહિનીવિદ્યા બહુ પ્રચલિત નથી તેથી કે ગમે તે કારણ હોય પણ વિષેય તરીકે બહાર પડવા સો કોઇ ના પાડે છે. કોઇ જો બહાર પડે છે તો તેના સગાંવહાલાં કે વડીલો તેને તેમ કરતો અટકાવે છે. મને આ બાબતમાં ઘણી મુશ્કેલી નડી છે. કદાચ તેઓ એમ પણ સમજતા હોય કે એ મેલી વિદ્યા છે અને તેથી બુરાં પરિણામો આવે છે. એક છોકરો વિષેય તરીકે મારા હાથમાં બહુ કુશળ થયો હતો અને અદ્ભૂત તથા

ઉચ્ચ કોટીના પ્રયોગો હું તેના ઉપર સફળતાપૂર્વક અજમાવી ચૂક્યો હતો. રફતે રફતે તેના માબાપને ખબર પડી કે હું તેના ઉપર જાદુ (!) કરતો હતો અને તેમને ડર લાગ્યો કે રખેને તેમના છોકરાને કંઇક થઇ જાય! આવા ભયને લીધે તેઓએ પોતાના છોકરાને મારી પાસે આવવાની સુદ્ધાં સાફ ના પાડી દીધી. આ પ્રમાણે ખોટા વહેમને લીધે મેં એક ઉત્તમ વિધેય ખોયો. મારા વૃદ્ધિંગત થતાં અને ઉત્તમ પ્રતિના પ્રયોગોને આથી બહુ ખલલ પહોંચી. ત્યાર પછી એવો સારો વિધેય મને મળ્યો નથી અને તે બિચારો આ ફાની દુનીયા છોડી ગયો છે.

મોહિનીપ્રયોગોની અસરથી વિધેયને નુકસાન થાય છે એવું પ્રતિપાદિત કરનારા કોઇકજ છે. આ ખુલાસો બહાર પાડનારાઓ પાસે કોઇ ખાસ પાયાદાર દલીલો નથી. નિદ્રારોપણ કર્યાથી કશું નુકસાન વિધેય ખમતો નથી. આવી ખોટી શંકાઓને પોતાના મગજમાં સ્થાન આપનારાને હું કેટલાક સુપ્રસિદ્ધ મોહિની-વિદ્યાજ્ઞાતાના અભિપ્રાયો ટાંકીને સત્ય બાબત બતાવીશ. કોઇ એમ કહે છે કે સૂચના પ્રમાણે વિધેય કરે છે અને તમે જો ઇજા કરે એવું સૂચન આપો તો તેનું શું પરિણામ આવે? આનો ખુલાસો પણ હવે પછી આવે છે.

અમેરીકાના પ્રસિદ્ધ મી૦ હેરીસન બ્રાઉનનો એવો મત છે કે વિધેયો હંમેશાં સારા અને લાભદાયક સૂચનો

સ્વીકારશે. તેઓને અનુકૂળ પડતાં અને તેઓની વિચારશ્રેણીને બંધબેસ્તાં સૂચનો તેઓ સ્વીકારશે. તેઓની ઇચ્છા વિરૂદ્ધના અથવા તો સત્યાસત્યના તેઓના નૈતિક પ્રમાણની વિરૂદ્ધનાં સુચનો તેઓ કદાપિ સ્વીકારનાર નથી. નિધાયકો પણ પ્રયોગ કરતાંજ અંતઃકરણપૂર્વક એમ ઇચ્છે છે કે કંઇ અનિષ્ટ પરિણામ એમાંથી ઉદ્ભવવાનું નથી. શુદ્ધિમાં હોય ત્યારે જે કાર્ય વિધેય કરતો નથી અથવા તો જે કાર્ય કરવાથી તેના ચારિત્ર્યને બટ્ટો લાગતો હોય તે કાર્ય, ગમે તેવી ઉંડી મુગ્ધાવસ્થામાં વિધેયને નાંખ્યા છતાં, તે કરનાર નથી. સત્ય જોતાં આ મતને મળતા ઘણાના અભિપ્રાયો છે એટલે કેટલાક ખોટા વહેમો, જે પ્રથમ ખૂબ જોર પર હતા તે માણસોના મગજમાંથી પલાયન કરી ગયા છે.

પ્રથમ અમેરિકામાં જ્યારે મોહિનીવિદ્યા પ્રવેશવા પામી ત્યારે લોકો તે વિદ્યાથી અને તે વિદ્યાના પ્રયોગો કરનારથી બહુ ડરતા અને એમ માનતા કે એ ભુતપલીતને લગતી મેલી વિદ્યા છે. આ વિદ્યાના જ્ઞાતાનો આશરો લેનાર માણસ પણ જ્યાં ત્યાં હડધૂત થતો. ધાર્મિક ગુરૂઓએ એ વિદ્યાને ધર્મવિરૂદ્ધ જાહેર કરી અને તે વિદ્યા શીખનાર તથા તે વિદ્યાની સહાય લેનાર હરેક વ્યક્તિને ક્રીશ્ચીયન ધર્મમાંથી બહાર કાઢવાની ધમકી બતાવવામાં આવી હતી. આવા ઘણા દૃષ્ટાંતો

બન્યા અને અન્તે લોકો સમજતા થયા કે એ વિદ્યા તો મનુષ્યમાં રહેલી શકિતનું જ્ઞાન આપે છે. અદ્યાપિ એવા વહેમી માણસો દુનીયાના સર્વ દેશોમાં હસ્તી ધરાવે છે એ કંઇ નવાઇની વાત નથી. ખુદ અમેરિકામાં હજી એવા શંકાશીલ માણસો ઘણા નીકળી આવશે. કોઇ પ્રકારની ઈજા આ વિદ્યાથી થાય એ અસંભવિત છે.

પ્રોફેસર કાર્પેન્ટર, જેને આ બાબતમાં વિશાળ અનુભવ હતો, તેણે વીસ વર્ષ પહેલાં જાહેર કર્યું હતું કે 'હીપ્નોટીઝમ'થી કંઇ નુકસાન થવા સંભવ નથી. પ્રોફેસર કાલ્ડવેલનો પણ તેવોજ મત છે. પ્રોફેસર કોન્ટે તેના શિષ્યોને શીખવતો કે વિધાયક વિધેયને તેની સદ્દસદ્વિવેકબુદ્ધિની વિરૂદ્ધ કંઇ પણ કરાવી ન શકે અથવા તો તેને કે તેની મીલકતને કંઇ નુકશાન પહોંચાડી ન શકે.

અમેરિકાના વર્તમાનપત્રમાં એકદા પ્રશ્ન મૂકવામાં આવ્યો હતો કે "કોઇ આદમી પાસે મુગ્ધાવસ્થામાં આણીને ગુન્હો કરાવી શકાય કે ?" આ પ્રશ્નનો ઉત્તર મીસીસીપી વેલીના રંગભૂમિ ઉપર મોહિનીપ્રયોગો કરનાર એચ. એલ. ફ્લીન્ટે આ પ્રમાણે આપ્યો હતોઃ—

"વિના સરતે મારે કહેવું જોઇએ કે બીલકુલ નહિ. વિધેય જ્યારે મુગ્ધાવસ્થામાં હોય ત્યારે તેની નૈતિક

શક્તિ વધારે જોરમંદ બને છે અને તેને શુદ્ધિ હોય ત્યારે તમે જે નાની નાની મશ્કરીયો કરી જાઓ તે પણ આ અવસ્થામાં તે બીલકુલ કરવા દેશે નહિ. પોતાના નૈતિક બળને અથવા તો ચારિત્ર્યને કલંક લાગે એવું કાર્ય જેમ તે જાગ્રતાવસ્થામાં પણ કરતો નથી તેમ મુગ્ધાવસ્થામાં પણ તે કરશે નહિ." ભાવાર્થ કે તમે જો એને અપ્રિય એવું સૂચન આપશો તો એ બાબતમાં એ તમારી વિરૂદ્ધ જશે પણ બીજી બાબતોમાં તે તમારા કાબુમાં તો રહેશેજ.

ન્યુયોર્ક ઇન્સ્ટીટ્યુટ ઑફ ફીઝીશીયન્સ એન્ડ સરજયન્સનો મહોપાધ્યાય થૉમ્સ. એસ. અડકીન એક લેખમાં કહે છે; "જાહેર તેમજ ખાનગીમાં મેં લગભગ ૧૫૦૦૦ શખ્સોને મુગ્ધ કર્યા છે. છેલ્લા ચૌદ વર્ષમાં મેં ૨૫૦૦૦ શખ્સોને મુગ્ધાવસ્થામાં જોયેલા છે. મેં કદાપિ તલભાર નુકસાનીભરેલું પરિણામ ભાળ્યું નથી. જેને આ બાબતનું થોડું ઘણું વ્યવહારિક જ્ઞાન છે તે કબૂલ કરશે કે મોહિનીવિદ્યાના સૂચનોથી કંઈ નુકસાન થતું નથી. હું પોતે પાંચ વર્ષ પર્યંત વિધેય હતો અને હજારો વખત મને મુગ્ધ કરવામાં આવતો પણ કંઈ નુકસાનકારક પરિણામ મને જણાતું નથી. મારી પીછાનવાળો એક વિધેય છે જેના ઉપર જૂદા જૂદા 'હીપ્નોટીસ્ટો' એક રાતમાં વીસથી ત્રીસ વાર પ્રયોગો કરે છે. આ પ્રમાણે પચીસ વર્ષથી

તેના ઉપર પ્રયોગો કરવામાં આવે છે. પરંતુ તેની શારીરિક તથા માનસિક શકિતને કંઇ હાનિ પહોંચી નથી. અમુક શખ્સને મુગ્ધ કરવો એટલે તેને અમુક કામ કરવા કહેવું તે અથવા તો અમુક પદાર્થ ઉપર એક ચિત્ત થવા કહેવું તે. હવે જો વિચાર કરવાથી કશી હાનિ થતી નથી તો મુગ્ધાવસ્થામાં મેલાવાથી પણ કંઇ હાનિ થતી નથી."

ડૉકટર હર્બર્ટ એ. પાર્કીન પણ ઉપલો મત ધરાવે છે. ખરેખર, આપવા બેસું તો ઘણાના નામો અપાય તેમ છે પણ સત્યનું સમર્થન કરવું એ સોના પર ઢોળ ચઢાવવા જેવું છે.

ઉપર પ્રમાણે ખુલ્લું જાહેર કર્યા છતાં, આટલા દાખલા દલીલોથી પુરવાર કર્યા છતાં પણ માબાપો હજી ડરપોક છે. આથી તેમના આડે માર્ગે ચઢી ગયેલા, તોફાની, અભણ બાળકોને સુધરતાં અટકાવી તેઓ દુશ્મનની ગરજ સારે છે. કેટલાક લોકો એમ સમજે છે કે બાળકો ઉપર આ પ્રયોગો કરવાથી તેઓની સ્વતંત્ર વિચારશકિત નષ્ટ થાય છે પણ તે તદન અસત્ય છે. ઉલટી તેમની ઇચ્છાશકિત કેળવાય છે અને રફતે રફતે તેજ બાળકો સ્વાવલંબી થાય છે. કેટલાક દરદોથી અક્કલશૂન્યતાથી કે ખોડખાપણથી યુકત એવા બાળકોને આ પ્રયોગોનો લાભ ન દેવો એ તેઓનું જીવન બગાડવા બરાબર છે. કારણ

કે આવી બાબતોમાં ઔષધો પણ નિરૂપયોગી થઇ પડે છે. બન્હીંમ લોકોના વહેમીપણાને હસી કાઢે છે કારણ કે તેણે ઘણા બાળકોના જીવન ફેરવી નાંખ્યા હતા. હાલ પણ અમેરિકામાં બાળકોની ખરાબ આદત સૂધારવા સૂચનનીજ સહાય લેવાય છે. વાંચક! તમારો છોકરો મૂઢ હોય, અક્કલ વગરનો હોય, તોફાની હોય ભણુતો ન હોય, અવિનયી હોય અને તેને સુધારવાના બધા ઇલાજો તમે કરી ચૂકયા હો તો છેલ્લે છેલ્લે સૂચનોપચાર પણ અજમાવી જોજો. પ્રભુના બીજા બાળકોને છુટથી આપવામાં આવેલી શકિતથી તમારો બાળક કાં વંચિત રહે? જરૂર, તે રસ્તે પડશે, તમારા કુળનો દીપક નિવડશે.

મોહિનીવિદ્યા-સૂચનોથી કશી હાનિ ઉપજવા નથી પામતી એ બતાવી આપવાનો હેતુ આ પ્રકરણનો છે, તે સફળ થયો છે. વાંચક! હવે 'હીપ્નોટીઝમ'નું નામ સાંભળતાં ભડકતો નહિ. એ કંઇ ભૂતડાંની વિદ્યા નથી પણ એ તો અખૂટ શકિત તથા સુખનો ઝરો છે, જેનો ઉપયોગ કરવાનો કોઇને પ્રતિબંધ નથી.

——:o:——

## પ્રકરણ નવમું.

ગત પ્રકરણમાં દર્શાવવામાં આવ્યું કે મોહિની-વિદ્યાથી બીલકુલ હાનિ થતી નથી. હવે આ પ્રકરણમાં એ વિદ્યાથી થતાં અગણિત લાભોનું ભાન વાંચકોને કરાવીશું.

કોઇ ગામથી દૂર જંગલમાં નદી કિનારે પર્ણકુટી બાંધી કોઇ સંન્યાસી પોતાના શિષ્યો સાથે અડ્ડો જમાવી રહે છે. તે ધર્મધ્યાનમાં બહુ રત છે અને શ્રદ્ધાળુ લોકો તેના દર્શનાર્થે જાય છે. આ પ્રમાણે ઘણા દિવસો વહી ગયા પછી સંન્યાસી મહારાજે કોઇ રોગીનો રોગ મટાડી દીધો, કોઇની આંખો સાજી કરી દીધો, કોઇની અશક્તિ દૂર કરી દીધી; એ પ્રમાણે વાત વધતી ચાલી. હવે તેમના દર્શનનો લાભ વધારે લોકો લેવા લાગ્યા અને જાણે તેમનો આશ્રમ હૉસ્પીટલ હોય તેમ રોગીયોથી ઉભરાવા લાગ્યો. લોકો કહેવા લાગ્યા કે મહારાજ તો ચમત્કારી છે; દવા વિના રોગો મટાડી દે છે. આ પ્રમાણે જેણે સંસાર ત્યજ્યો છે એવા આત્મજ્ઞાની મહારાજ લોકોની પ્રસંશાથી ફુલાઇ ન જતાં આદમજાત ઉપર ઉપકાર કરવા જન્મેલા એ મહર્ષિ, પરોપકારી જીવન વ્યતીત કર્યે જાય છે.

લોકોમાં ભિન્ન ભિન્ન પ્રકારની વાતો ચાલી રહે છે અને મહારાજના, ચારે મ્હોંએ વખાણ થાય છે. કેટલાક શિક્ષિતને કાને આ બાતમી જાય છે. તેઓ મહારાજના આ ચમત્કારનું મૂળ શોધવા મથે છે અને છેવટે ખબર પડે છે કે તેઓ મોહિનીવિદ્યા અથવા સૂચનિક વૈદું જાણે છે, જેની સહાયથી રોગીયોના રોગો તે વગર ઔષધે મટાડી દે છે. વાંચક! વિચાર કરી જો કે સૂચનિક વૈદું એ એક કેવી અણુમોલ વિદ્યા છે અને એ ચમત્કારી વિદ્યાથી કેવું ઉચ્ચ અને પારમાર્થિક જીવન ગાળી શકાય? આવી દિવ્ય વિદ્યાથી હાનિ થાય છે એવું કહેનારા આ હકીકત સાંભળી કેવા પાછા પડે છે? વાંચક! કદાચ તું કીર્તિ માટે એ વિદ્યા ન શીખે, દ્રવ્ય માટે ન શીખે, શોખની ખાતર એ વિદ્યા ન શીખે પરંતુ તારૂં કર્ત્તવ્ય સંતોષપૂર્વક બજાવવા ખાતર તો શીખશેજ. મનુષ્ય જાત ઉપર કેવાં કેવાં રોગોરૂપી વાદળાં ઝઝૂમી રહ્યાં છે એ ફેડવાં ખાતર, તારા ભાઇયોને વિપત્તિમાંથી બચાવવા ખાતર, સૂચનિક વૈદું તારે શીખવું તો જોઇએ. અન્તે, કંઇ નહિ તો તારા કુટુંબના લાભાર્થે તેમ કરવું એ ડહાપણજ કહેવાય.

તમારા કુટુંબમાં ઘણા માણસો હોય. એક પછી એક સાજું માંદું રહ્યાજ કરતું હોય અને તમારી કમાણીનો મોટો ભાગ ડૉકટરની દવામાંજ જતો હોય તો

તમારી આર્થિક સ્થિતિ કેવી કફોડી થઇ જાય? રોજ રોજ દવાના ઘુંટડા પીઇ બીમાર માણસ કેટલો કંટાળી જાય? તમે પણ જીંદગીથી કેવા હારી જાઓ છો? આવી સ્થિતિમાંથી બચવું હોય તો સૂચનિક વૈદાંનો આશરો લેવા હું પ્રત્યેકને ભલામણ કરૂં છું અને બને તો તે શીખવાની સલાહ આપું છું. શારિરીક સંપત્તિ બાબતનો આ એક મોટો લાભ સૂચનિક વૈદાંથી થાય છે. તેની સહાયથી પારમાર્થિક જીવન પણ ગાળી શકાય છે. વળી 'પહેલું સુખ તે જાતે નર્યા' એ કહેતી અનુસાર શારીરિક સંપત્તિ બાબે જ્યારે તમે સુખી થાઓ પછી તમારો સંસાર સુખથી ચાલે એમાં શી નવાઇ?

આ સિવાય કેટલાક લોકો સંસારમાં જન્મીને નિરાશાવાદીજ થવા પામે છે. આવા નિરાશાવાદીને જીવનમાં કદાપિ ફત્તેહ મળતી નથી. તેઓ કામ ઓછું કરે છે અને તેનો બદલો વધારે માગે છે. આવા નિરાશાવાદીયો જીવનની બધી વાટિકામાં ફરી ચૂકે છે પણ ક્યાંઇ આશાનું કીરણ દેખાતું નથી. કેટલીક વખત આનું પરિણામ એ આવે છે કે આ નિરાશામય (!) જીવનથી કંટાળી તે બિચારો આપઘાત કરે છે. વાંચક! સૂચનોપચારથી આવા ગુન્હાઓ થતા અટકે છે આવાં ક્રૂર ન દેખી શકાય એવા કાર્યો થતાં અટકે છે તો શા માટે તેને આશરે એવા નિરાશાવાદીયોએ ન જવું?

કદાચ, આ દેશમાં મોહિનીવિદ્યાનોજ પ્રચાર નથી એટલે સૂચનપદ્ધતિથી ઘણા લોકો અજ્ઞાત હશે પણ વાંચક ! ઉપર કહેલામાંના એક તમે હો તો બીલકુલ વિચાર ન કરતાં સૂચનશાસ્ત્રી પાસે જઇ તમારો નિરાશાવાદ નષ્ટ કરાવો અને તમારૂં અખિલ જીવન પરિવર્તિત થઇ જશે. અંધકારને બદલે પ્રકાશ, દુઃખને બદલે સુખ, નિરાશાને બદલે આશા, શોકને બદલે હર્ષ વિગેરે જ્યાં ત્યાં તમને આ આલમમાં દેખાશે અને પૂર્વવત્ જીવનને ભાર રૂપ ન ગણતાં, તેમાં તમે રસ લેતા થશો. શું આ લાભ નાનોસૂનો છે ? તમે તમારા વિચારોથી તમારી સૃષ્ટિ ઉભી કરો છો. તદનુસાર સૂચનશાસ્ત્રીના સૂચનોની અસરથી તમારા વિચારો આશાવાદી થાય છે અને તમારૂં જીવન જ્વલ્લંત બને છે.

ઇશ્વરની સૃજેલી આ દુનીયામાં બધા મનુષ્યો બુદ્ધિમાન્ અને પ્રજ્ઞ નથી હોતા; કોઇ મૂઢમતિવાળા પણ હોય છે. આવા મૂઢમતિવાળા મનુષ્યો બિચારા કેવા દુઃખમય જીવન ગૂજારે છે ? અરે ! કદાચ એવા ઓછી અક્કલવાળા પાસે દૈવવશાત્ ધન હોય પરંતુ લોકોમાં તેની કિમ્મત શી અંકાય છે ? આનાથી બીજું મોટું દુઃખ કયું હોઇ શકે ? આવા દુઃખી મૂઢમતિવાળા મનુષ્યોને પણ હવે નાસીપાસ થવાનું નથી. વીસમીસદીનો જમાનો છે. હજારો ચમત્કારો એ સદી તમારી સમક્ષ ખડા કરે છે અને કરશે. એવા દુઃખીયોએ

પોતાના દુઃખને રડી, બેસી ન રહેતાં સૂચનપદ્ધતિ અજમાવવી જોઇએ. થોડાક માસના સતત પ્રયોગોથી તેમની મૂઢમતિ કાં ન ચાલી જાય? નિરાશ ન થતાં આ દિવ્ય ઝરાનું જળ પીઓ અને અમૃતવત્ તમારા ઉપર અસર થશે. શું આ વિદ્યા, પ્રાચીન કાળમાં દેવો જે વરદાન આપતા, તે પ્રકારનું વરદાન નથી? આ પ્રમાણે ઘણા બાળકો જેઓને બીલકુલ વાંચવું લખવું ગમતું નથી તેઓ પણ સૂચનોનો આશ્રય લઇ શકે અને પોતાનું વલણ બદલાવી શકે. આવા નાના દોષો સત્વર બાળપણમાં નષ્ટ થઇ શકે છે.

મનુષ્ય જીવન એવું વિચિત્ર છે કે કેટલીક વખત દેખીતા નાના પણ પરિણામે ભયંકર એવા દોષો મનુષ્ય જેવા ઉચ્ચ પ્રકારના પ્રાણીને જબ્બર સપાટામાં લે છે. તે એટલી હદ સુધી કે તે દોષોથી મુકત થવા માગતો મનુષ્ય હજારો પ્રયત્નો કર્યા છતાં અફળ નિવડે છે. આ પ્રકારની જીંદગી ગાળનાર મનુષ્ય બહુ નાસીપાસ થઇ જાય છે. પણ હવે એવા મનુષ્યને પણ નિરાશાને પોષવાની જરૂર નથી. સૂચનરૂપી દેવી તેમને તારવા આ દુનીયા ઉપર આવી છે. એ નાના દોષો, હઠીલા દોષો સૂચનરૂપી દેવીને દેખી પલાયન કરી જશે અને તમે નવિન જીવન ગુજારતા થશો.

તદનુસાર, વેપારમાં, વિદ્યામાં અને આખા જીવનમાં અફળતા અનુભવનાર પ્રત્યેક ગૃહસ્થે તથા સન્મા-

રીએ સૂચનપદ્ધતિની મદદ લેવી અને બનતાં સુધી તો તેનો અભ્યાસ કરી સ્વસૂચનપદ્ધતિ બરાબર સમજી લેવી, જેથી પોતાનું જીવન કેમ સુધારી શકાય અને પ્રગતિની આડે આવતાં સેંકડો વિઘ્નો કેમ દૂર કરી શકાય એ જાણી, પોતે બધું અમલમાં મૂકી સુખી થાય.

વખતે વાંચક એમ સમજે કે હું આ વિદ્યાની અતિપ્રશંસા કરૂં છું એમ ધારી હવે તેનાથી થતા લાભો ગણાવવાનું બંધ કરીશ. છેવટમાં એટલું કહીશ કે દુઃખીમાં દુઃખી અને કંગાલમાં કંગાલ આદમી પણ સૂચનની સહાયથી પોતાનું જીવન ફેરવાવી સુખ ભોગવતો થઇ શકે. માત્ર એટલું આવશ્યકીય છે કે આત્મશ્રદ્ધા રાખી સૂચનશાસ્ત્રી પાસે જવાની જરૂર છે. જાતે શીખી જે શખ્સો સૂચનનો લાભ લેવા ઇચ્છતા હોય તેઓએ મારૂં 'સ્વસૂચનનું મહત્વ' નામનું પુસ્તક વાંચી જવું, જેથી બીજા કોઇની મદદ વિના પોતાની જીવનસુધારણા કરી શકે.

જીવનનો જૂદો જૂદો કાંટો લઇ, ભિન્ન ભિન્ન પ્રકારના દુઃખી મનુષ્યો લઈ, તેના ઉપાય તરીકે અમુક સૂચનો રામબાણ છે એવું વિવરણ કરવા જતાં પાનાનાં પાનાં ભરાઇ જાય. આ કારણને લઇને ટૂંકમાં પણ અતિ ઉત્સાહી ભાષામાં સૂચનોપચારથી મળતા લાભો ઉપર પ્રમાણે બતાવ્યા છે, જે ઉપરથી સત્ય હકીકતની વાંચકને પ્રતિતી થયા વગર રહેશે નહિ.

વળી મહાન્ આંગ્લ કવિ નાટકકાર શેકસપીયરનું "All's well that ends well" એ વાક્યનું વાંચકોને સ્મરણ કરાવીશું. 'જેનો અન્ત સારો તે કાર્ય પણ સારૂં' આ પ્રમાણે તેઓ કહે છે. એ વાક્યની સત્યતા માટે શંકાને સ્થાન નથી. મોહિનીવિદ્યાથી અન્તે લોકોને લાભજ થાય છે; સૂચનપદ્ધતિથી પરિણામે લોકોને ફાયદો થાય છે. એ ઉપર સિદ્ધ કરી બતાવવામાં આવ્યું છે એટલે કે મોહિનીવિદ્યા તથા સૂચનપદ્ધતિનો અન્ત સારો આવે છે માટે ઉપરલિખિત કથનાનુસાર તે કાર્યો પણ સારાં હોવાં જોઇએ. હું અન્તમાં એટલું ઇચ્છીશ કે દરેક મનુષ્ય આ વિદ્યામાં રસ લેતો થાય અને સમજતો થાય કે મનુષ્યજાતિને બક્ષવામાં આવેલી એ એક દિવ્ય અને લાભદાયી વિદ્યા છે. આટલું બધું લખવાનો મારો એ ઉદ્દેશ છે કે લોકો એ વિદ્યાથી ન ડરતાં, તેનો છૂટથી ઉપયોગ કરતા થાય તથા પોતાના જીવન સુધારતાં થાય. ઇશ્વરદત્ત બધી વસ્તુનો સદુપયોગ કરવાનો પ્રત્યેક મનુષ્યને હક્ક છે.

ડૉ. ઑગસ્ટ વોઇસીનના એક બે દૃષ્ટાંતો હવે આપીશું. તે ગાંડાની હોસ્પીટલનો વડો છે. મોહિની-વિદ્યાથી ઘણા ગાંડાઓના ગાંડપણ તેણે મટાડી દીધાં છે. એક વખત ખૂબ ગાંડી થઇ ગયેલી એક સ્ત્રી તેની પાસે લાવવામાં આવી. તેણે તેને પોતાની સામે બેસાડી

અને પેલી સ્ત્રી તો અશ્લીલ શબ્દો કાઢતી તેના ઉપર થૂંકતી હતી. ડૉકટરે પોતાની આંખો તેના ઉપર દૃઢતાપૂર્વક ઠેરવી રાખી. એક કલાકને અન્તે પેલી સ્ત્રીની આંખોના પોપચાં ઢળ્યાં, નિદ્રા આવવા લાગી અને સૂચનો આપવામાં આવ્યા કે તેનું ગાંડપણ ચાલ્યું જશે અને કદાપિ પાછું ફરશે નહિ. ત્રણ ચાર વખતના આવા પ્રયોગો પછી તે સ્ત્રી તદ્દન ડાહી થઇ ગઇ અને તેને તેજ હોસ્પીટલમાં (નર્સ) સેવિકા તરીકે નોકરીમાં રાખવામાં આવી. ત્યાર પછી તે કદાપિ ગાંડી થઈ નથી. આ બાબત ઘણી અદ્‌ભૂત કહેવાય કારણ કે ગાંડા માણસને મુગ્ધ કરવા એજ મોટામાં મોટી મુશ્કેલી છે.

ઘણા ડૉકટરો રોગીને બેભાન કરવા માટે કલોરોફોર્મ (Chloroform) વાપરે છે તેને બદલે મોહિનીનિદ્રારોપણ કરાય તો હજાર દરજ્જે સારૂં. આ પ્રમાણે અમેરિકામાં તો કલોરોફોર્મનો ઉપયોગ કમતી થયો છે. કલોરોફોર્મથી ઘણી વખત મૃત્યુ નીપજે છે જ્યારે મોહિનીનિદ્રાથી બિલકુલ તેવો સંભવ નથી. એવા ઘણા ઉદાહરણો છે જેમાં ગર્ભિણી સ્ત્રીઓની મોહિનીનિદ્રામાં મૂકયાથી પ્રસૂતિની વેદના ઓછી થઇ છે. જેમ્સટાઉનના (અમેરિકા) ડૉ. જેસન પાર્કરે આવા ઘણા પ્રયોગો સફળતાપૂર્વક કર્યા છે જેમાંનો એક નીચે પ્રમાણે છે:—

એક ગર્ભિણી સ્ત્રી અત્યંત વેદનાથી પીડાતી હતી. વિધેય તરીકેની પાત્રતા તે સ્ત્રીમાં સારી હતી. પ્રસૂતિ વખતે તેને પીડા ન થાય તેમ તે ઇચ્છતી હતી, આથી તેણે તેને મોહિનીનિદ્રાવશ કરી. આ દશામાં ડૉકટરે તેને સૂચનો આપ્યા કે તેને બીલકુલ વેદના થશે નહિ અને પ્રસૂતિ બહુ સુખશાંતિથી થશે.

પ્રયોગ સત્વર ખતમ થયો, તેને જગાડવામાં આવી તેને બીલકુલ દુઃખ થતું ન્હોતું. ખરેખર, તેણે બહુ જલદી બાળકને જન્મ આપ્યો. સત્વર તે ડૉકટરે બિછાના પાસેથી ઉઠી બહાર જવા માંડયું. તેને ઉઠયે એક મીનીટ પણ પસાર થઇ નહિ હોય અને હજી તે ઓરડામાંથી ભાગ્યેજ બહાર નીકળી શકયો; ત્યાં તો પાછું વાળી જોતાં તેને બિછાનામાં એક બાળક પડેલું દેખાયું. તે સ્ત્રીને પણ ખબર ન્હોતી કે તેણે બાળકને જન્મ આપ્યો હતો. આ પ્રમાણે સ્ત્રીને પૂછવાથી ખબર પડી કે મોહિનીનિદ્રામાં મૂકાયા પછી તેને બીલકુલ વેદના સહેવી પડી ન્હોતી. કેવો અલભ્ય લાભ ?

ઘણી વખત શસ્ત્રક્રિયા કરવી હોય ત્યારે અથવા તો કોઇનો દાંત ખેંચી કાઢવો હોય ત્યારે કલોરોફોર્મ ન સુંઘાડતાં મોહિનીનિદ્રા આણવી એ ઉત્તમ ઉપાય છે. ઉપરના બે દૃષ્ટાંતો વાંચ્યા પછી વાંચકોને મોહિની વિદ્યાથી થતા લાભોનો ખ્યાલ બાંધવો મુશ્કેલ પડશે નહિ.

આવા દૃષ્ટાંતો આપવાથી લોકો ઉપર વધારે અસર થાય એ ખાતર અત્રે ઉલ્લેખવામાં આવ્યા છે. આવાજ દૃષ્ટાંતો ઘણા આપી શકાય પરંતુ આ પુસ્તકનો ઉદ્દેશ એવો નથી. ઉપરના દૃષ્ટાંતમાં પસૂતિવેદના નષ્ટ કરવાનો ઉપાય હરેકે મનન કરવો જોઇએ. કારણ કે ઘણી સ્ત્રીયો પ્રસૂતિવેદનાને લીધે મૃત્યુવશ થાય છે.

આટલી હદ પર્યંત સૂચનોપચારનો આ વીસમી સદીમાં ઉપયોગ થાય છે એ ખરેખર લોકોને આશ્ચર્યમાં નાંખી દે તેવું છે પણ આપણા પૌરાણિક સમયને સંભારો ! તે પુણ્યશાળી આર્યોના સંતાનો ! યાદ કરો એ પ્રાચીન ભારતનાં વૈભવ તથા વિદ્યાભ્યાસ. અસલથી સૂચનપદ્ધતિ આપણા દેશમાં પ્રચલિત છે. ભલે પછી તે વખતે તે વિદ્યા બીજા કોઇ નામે ઓળખાતી હોય. બોલવાની છટા, ચ્હેરાનો અભિનય, વિનય, દીલજીત રીતભાત વિગેરે સૂચનપદ્ધતિના ફાંટા છે. આ પ્રમાણે વર્તી સામા ઉપર અસર કરવી એટલે સૂચનપદ્ધતિનો આશરો લીધો કહેવાય. એ બધાં બાહ્ય સૂચનો કહી શકાય. પુરાતન કાલમાં યોદ્ધાઓ સંગ્રામમાં અસ્ત્રશસ્ત્રોથી લડતા અને એ પ્રમાણે પ્રાણવિનિમય કરતા કે તે શસ્ત્ર અરિને નુકશાન કરીને પાછું ભાથામાં આવી પડતું. આ પ્રયોગ શકય છે. એ પ્રાણવિનિમય (Mesmerism)ને લગતો છે એટલે એ ઉપર અત્રે વધારે વિવેચન કરવા હું ઇચ્છતો નથી. 'Mesmerism'

પ્રાણવિનિમય ઉપર એક જૂદું પુસ્તક લખવા ઇરાદો છે; હાથમાં લઉં ત્યારે ખરૂં.[1]

સૂચનપદ્ધતિ મનુષ્યજાતિની ઉત્પત્તિથી અસ્તિત્વ ધરાવે છે એમ કહીએ તો ખોટું નથી. એ પદ્ધતિ બહુ વિશાળ છે અને ઘણી ઘણી વસ્તુઓનો એમાં સમાવેશ થઈ જાય છે. બારીક અવલોકન કરતાં તમે એવું નિહાળશો કે ક્યાંઇ શીખવા ગયા વિના ઘણા વેપારીયો સૂચનોનો જાણ્યે કે અજાણ્યે ઉપયોગ કરે છે. સારૂં સારૂં બોલી ગ્રાહકનું મન જીતી લેવું એ ગ્રાહકના મન ઉપર બાહ્ય સૂચન ઠસાવ્યું કહેવાય. આ પ્રમાણે ઘણા મનુષ્યોને આ બક્ષિસ કુદરતી હોય છે અને જો એવા મનુષ્યો સૂચનપદ્ધતિનો પદ્ધતિસર અભ્યાસ કરે તો કંઇ જૂદું જ કરી બતાવે. પ્રથમ કરતાં બમણી ફત્તેહ મેળવી, જીવનમાં બધી બાબતમાં અસ્ખલિત પ્રગતિ મેળવતા થઇ જાય. આ ખાતરજ સૂચનપદ્ધતિ શીખવાનું હું દરેકને આગ્રહપૂર્વક કહું છું, જેથી દુઃખ આવી પડતાં માથે હાથ દઇને ન રોતાં, મરદ થઇને દુઃખને ફેડવાની આત્મશ્રદ્ધા પોતાનામાં ઉત્પન્ન થાય. મોહિનીવિદ્યા ન શીખવા ઇચ્છતા હો તો વાંધો નહિ પરંતુ વાંચકો ! સૂચનપદ્ધતિ તો જરૂર શીખજો.

મોહિનીપ્રયોગો કરવાની રીત, માર્જન, સૂચન વિગેરે બરાબર ભેજામાં ઉતાર્યા પછી પ્રયોગો કરવાની

---

૧ આ પુસ્તક ટૂંક વખતમાં બહાર પડશે.

શરૂઆત કર્યા પૂર્વે વિદ્યાર્થીઓએ નીચેની સૂચનાઓ ખાસ ધ્યાનમાં રાખવી:—

અમુક સમય પછી કામ કરાવવા, દિવ્યદૃષ્ટિ માટે અથવા રોગ નિવારવા માટે જ્યારે પ્રયોગ કરવા ઈચ્છતા હો ત્યારે વિધેયમાં હમેશાં ગાઢ મોહિનીનિદ્રા-રોપણ કરવું. શસ્ત્રક્રિયા કરવી હોય તો વિધેયને ઉંડી મોહિનીનિદ્રામાં આણ્યા પછી બહુજ ભારપૂર્વક સૂચન બે ચાર વાર ઉચ્ચારી જાઓ જેથી શસ્ત્રક્રિયા કરતી વખતે રોગી તલભાર પણ દુ:ખ ન પામે.

કાયમ ઠંડુ મગજ રાખવું અને ગુંચવાઇ જવું નહિ. ગમે તેવું અણધાર્યું પરિણામ વિધેય ઉપર આવે પણ તમારે કાળજું ઠેકાણે રાખવું, નહિ તો બધી બાજી બગાડી મારશો.

જ્યારે તમે રોગી ઉપર પ્રયોગ કરતા હો ત્યારે ગમે તે કારણસર બીજાને તમારા કામમાં માથું મારવા દેવું નહિ.

વિધેયે પણ હમેશાં ધ્યાનમાં રાખવું કે તેણે એકજ વિધાયકના હાથ તળે પ્રયોગો કરાવવા. બીજા ત્રીજા વિધાયક પાસે જવું નહિ. વિધાયકો પોતાનો વિધેય ઉપજાવી શકે. જ્યારે કોઇ રોગી આવે અને તેના ઉપર પ્રયોગો ચાલતા હોય અને તે મોહિનીનિદ્રામાં આવે ત્યારે જો તમે સૂચન આપો કે તેને તમારા સિવાય

અન્ય કોઈ વિધાયક મુગ્ધ કરી નહિ શકે તો તે વિધેય હમેશાં તમારોજ રહેશે. બીજા વિધાયકો મથી મથીને નિરાશ થશે.

કાયમ તમારા હેતુઓ ઉચ્ચ રાખવા અને મોહિની વિદ્યાને તથા તેના જ્ઞાતાઓને બટ્ટો લાગે અથવા તે વિષે હલકું બોલાય એવું કોઈ પણ કાર્ય તે વિદ્યાદ્વારા કરવું નહિ.

રોગીની માવજત કરતી વેળા એક બીજો શખ્સ ઓરડામાં રહે તો સારૂં.

ઘણી વખત પ્રયોગની ખાતર વિધેયને જડાવસ્થામાં મૂકવો પડે તો ભયને સ્થાન ન આપતાં તેમ કરવું.

જેમ ઉંડી નિદ્રા પેદા કરો તેમ વધારે સારૂં. વધારે ગાઢ નિદ્રા લાવવા ખંતપૂર્વક માર્જનો કરવાં. પછી સૂચનો આપવા કે તે નિદ્રાવશ છે, તેના અવયવો જડ થઈ ગયા છે વિગેરે. પછી તે પ્રયોગોને લાયક થાય એટલે રંગભૂમિ ઉપર કરવામાં આવતા પ્રયોગો તમે પણ કરી શકો.

જ્યારે તમે તેને જગાડવા ઇચ્છતા હો ત્યારે પ્રથમ તેને કહેવું કે તેના અવયવો હવે જડ નથી. અને તે છૂટથી તેને હલાવી ચલાવી શકે. આ પછી આગળ આપેલી રીત પ્રમાણે તેને જગાડવો.

રંગભુમિ ઉપર કરવામાં આવતાં આશ્ચર્યજનક પ્રયોગો વિધેયને જડાવસ્થામાં આણ્યા પછી કરી શકાય

છે. આખું શરીર જડ કર્યા પછી તેને બે ખુરશીઓ ઉપર રાખ્યા પછી તેના ઉપર એક બે માણસો ઉભા રાખી શકાય. ગાઢ મોહિનીનિદ્રાની ખાતરી કર્યા વગર આ પ્રયોગ કરવો નહિ કારણ કે વખતે વિષેયના શરીરને હાનિ પહોંચે. આ પ્રયોગથી મોહિનીવિદ્યાનું મહત્વ કંઈ પુરવાર થતું નથી. એટલું જાણી શકાય કે કેટલી હદ સુધી મોહિનીવિદ્યા મનુષ્યની લાગણીને ચેતનરહિત કરી નાંખે છે. અલબત્ત! જોનારને આ પ્રયોગ છક્ક કરી નાંખે છે. આથી વિધાયકની આત્મશ્રદ્ધા વધે છે. છતાં પ્રયોગ અજમાવવા જેવો છે પણ વિવાહુની વરસી ન થઇ જાય એ ધ્યાનમાં રાખવું. જ્યાં સુધી વિષેયને સંપૂર્ણ જડાવસ્થામાં આણ્યો ન હોય ત્યાં સુધી પ્રયોગની શરૂઆત કરવી નહિ. છતાં પણ કંઇ ગફલતીથી અપકવ શરૂઆત કરી જાઓ તો— મગજ ઠેકાણે રાખી, વિષેયને ન ડરાવતાં, તેને એકદમ ગાઢ નિદ્રામાં મૂકી દેવો, જેથી તે બધો બનાવ ભૂલી જાય. સંપૂર્ણ ખાતરી વિના કંઈ પણ ડગલું આ પ્રયોગમાં ભરવું નહિ.

સમયબદ્ધ સૂચનોનો એક સાદો પ્રયોગ આ પ્રમાણે કરવો. વિષેયને મોહિનીનિદ્રામાં મૂકયા પછી સમયબદ્ધ સૂચન આપો કે તેના કેશ અગ્નિ જેવા લાલ છે અથવા તો બીજા કોઇના કેશ લાલ, કે વાદળી કે લીલા છે. તેને કહો કે અમુક વખત સુધી ( કહો કે એક

મહીનો ) તે કેશ તેને કહેલા રંગના દેખાશે અને તે મુદત પૂરી થયા પછી પુનઃ કાળા થઇ જશે. પછી આની અસર જૂઓ! મૂગ્ધાવસ્થામાં આવ્યા પછી વધેય પ્રત્યેકને ઘણી ગમ્મત કરાવશે. તે કહેશે કે તેના વાળ લાલ છે. આ પ્રયોગ બહુ ફત્તેહમંદીથી પાર પડે છે અને ઘણું ઘણું સમજાવ્યા છતાં તે મુદત ખલાસ થયા વિના તેના વાળ કાળા થયેલા તેને દેખાશે નહિ. આ પ્રયોગ અજમાવવા જેવો છે.

આ ઉપરાંત બીજી કેટલીક ઉપયોગી સૂચનાઓ નીચે પ્રમાણે છે, જે વિદ્યાર્થીઓએ ધ્યાનપૂર્વક મનન કરવી:—

૧. મોહિનીવિદ્યા સ્વયં નિર્દોષ છે.

૨. કોઇની ઇચ્છા વિરૂદ્ધ મોહિનીનિદ્રા આણી શકાય નહિ.

૩. વિધાયકના સૂચનાનુસાર ચાલીને વિધેય મુગ્ધાવસ્થા આણવામાં જ્યાં સુધી તેને મદદ ન કરે ત્યાં સુધી પ્રયોગ સફળ થાય નહિ.

૪. જે મુગ્ધ થયો છે તેણે એ અવસ્થામાં આવવા વિધાયક કરતાં વધારે પ્રયત્ન કર્યો કહેવાય.

૫. મોહિનીવિદ્યાના જ્ઞાતાઓ એકાદ ખાસ શક્તિ ધરાવનારા નથી હોતા. તેઓ વિધેય ઉપર શાશ્વત

કાબુ મેળવી શકતા નથી અથવા તો થોડાક વખત માટે સંપૂર્ણ કાબુ પણ મેળવી શકતા નથી.

૬. મોહિનીનિદ્રાવશ થવું એ કંઇ નબળાઇ નથી.

૭. નબળા મગજના માણસો (ઘણાના મતથી વિરૂદ્ધ) સારા વિષેયો થતા નથી.

૮. દૃઢ મન, મજબૂત ઇચ્છાશક્તિ અને ધૈર્ય-વાળો બુદ્ધિશાળી મનુષ્ય ઉત્તમ વિષેય નિવડે છે.

૯. બધા માણસો પ્રથમ પ્રયોગે મોહિનીનિદ્રા-ધિન થતા નથી. બે ચાર વખત વધુ પ્રયોગો કરવા પણ પડે.

૧૦. મોહિનીવિદ્યા એ કંઇ ઇચ્છાશક્તિયો વચ્ચેનું યુદ્ધ નથી, જેમાં મજબૂત નબળાને તાબે કરે છે. જે મનુષ્ય મોહિનીનિદ્રાવશ થાય છે, તેનામાં વિધાયક કરતાં વધારે મજબૂત ઇચ્છાશક્તિ પણ હોઇ શકે.

૧૧. મોહિનીવિદ્યાની અસર લાંબા કાળે નષ્ટ થશે અને વિષેયને કંઇ પણ હાનિ પહોંચાડયા વગર સ્વયંભૂ જાગ્રતિ ઉત્પન્ન થશે (એટલે એની મેળે નિદ્રામાંથી જાગશે.)

ઉપલા કાનૂનો મોહિનીવિદ્યાના મૂળતત્વો જેવા છે, જેમાંથી ઘણાની શંકાનું નિવારણ થઇ શકે. આ ઉપ-રાંત થૉમસ હડસન પોતાના એક ગ્રંથમાં 'હીપ્નોટી-

ઝમ ’ની કેટલીક કલમો આપે છે, જે પણ વાચનીય તથા તથા મનનીય હોઇ નીચે આપવામાં આવી છેઃ—

૧. વિધેય અથવા તો મોહિનીનિદ્રાવશ થયેલા માણસ પોતાના કાર્યો માટે જોખમદાર છે. (એટલે કે પોતાની ઇચ્છાથીજ બધું કરે છે–ઇચ્છાવિરૂદ્ધ નહિ).

૨. વિધેયનું નૈતિકબળ જાગ્રતાવસ્થામાં જેટલું સબળ હોય છે તેટલુંજ સબળ નિદ્રાવસ્થામાં હોય છે.

૩. સૂચન કે સમયબદ્ધ સૂચન, જે તેના આચારથી વિરૂદ્ધ હશે, જે તેના આદર્શોથી ઉંધુ હશે અથવા તો જે તેના હૃદયને અસ્વીકાર્ય હશે, તે વિધેય કદાપિ અંગીકારશે નહિ.

૪. વિધેય પોતે મુગ્ધ થવા રાજી હોય છે. તેને તેની ઇચ્છા વિરૂદ્ધ કદાપિ મુગ્ધ કરી શકાતો નથી.

૫. વિધાયકના સૂચનની વિરૂદ્ધ થઇ, વિધેય મોહિનીનિદ્રા ત્યજી જાગ્રતાવસ્થામાં આવી પણ શકે.

૬. વિધેય કદાપિ બેશુદ્ધ નથી હોતો; તેનું મગજ તો કાયમ જાગ્રત જ રહે છે.

૭. જે સૂચનોમાં વિધેયનો કંઈ પણ લાભ સમાયેલો હોય તેવા સૂચનો તેના મગજમાં જલદી ઠસી જશે.

૮. સૂચનોથી ઉદ્દભવેલી ભ્રમણા, વિધેયની મરજી હોય તોજ ઉદ્દભવે છે. તે સમજે છે કે એ પ્રયોગની ખાતર બધું થાય છે.

૯. સદ્વર્તનશાલી વિષયને કોઇ ખરાબ કાર્ય કરવાનું અથવા તો તેને લાંછન લાગે એવું કાર્ય કરવાનું મુગ્ધાવસ્થામાં લાવી સૂચન આપશો તો તે તેમ કદાપિ કરશે નહિ.

૧૦. દુરાચારી વિષય મુગ્ધાવસ્થામાં પોતાની વર્તણુક દેખાડી આપશે પરંતુ તેની સલામતીનો સવાલ આવે ત્યારે ખરાબ વર્તણુક છોડી દેશે. (પોતાને નુકસાનકારક એવું સૂચન તે પણ નહિ સ્વીકારે).

૧૧. પ્રત્યેક સૂચનના સાફલ્ય ખાતર વિષયની "હા" ની બહુ જરૂર છે.

૧૨. બાહ્ય અથવા બીજાના સૂચન વધારે અસરકારક છે.

૧૩. જો કંઇ પણ ઇજા મોહિનીવિદ્યાથી વિષયને થતી હોય તો એ છે કે મૂર્ખાઇભરેલા અથવા રમુજીભરેલા પ્રયોગો કરવા દેવા. આવા પ્રયોગોને જોઇ તે જાગ્રતાવસ્થામાં આવે ત્યારે જોનાર તેને ચીઢવે એ વધારેમાં વધારે (!) મોટીમાં મોટી (!) ઇજા મોહિનીવિદ્યાથી થાય છે એમ કહી શકાય.

વાંચક! ઉપલી તેર કલમોનું રહસ્ય બરાબર ગળે ઉતારજે. આગલી સૂચનાઓ પણ બરાબર ધ્યાનમાં લેજે. પછીજ પ્રયોગની શરૂઆત કરજે. પછી અફળતા સંભવિત નથી. જરૂર પ્રથમ પ્રયાસે નહિ તો ચોથે પાંચમે પ્રયાસે પ્રયોગસિદ્ધિ થશે.



# પ્રકરણ દસમું.

આગલા પ્રકરણોમાં જૂદી જૂદી અવસ્થામાં જૂદા જૂદા મહાન્ જ્ઞાતાઓના પ્રયોગો આપવામાં આવ્યા છે, તેને મળતા મેં કરેલા કેટલાક પ્રયોગો હવે હું વર્ણવીશ.

પ્રથમ શરૂઆત મેં હાથોને ચોંટાડી દેવાના તથા આંખોનાં પોપચાં ચીટકાવી દેવાના પ્રયોગોથી કરી. એક છોકરાને મારી સામે ચટાઇ ઉપર બેસાડી હું તેને મારી આંખો સામે જોવા કહેતો અને હું તેની આંખોના વચ્ચેના ભાગ ઉપર તાકીને જોઇ રહેતો. પછી તેના બન્ને હાથોના આંકડા વાળવા હું તેને કહેતો. તે ઉપર હું હાથ મૂકી જરા દાબી સૂચનો આપતો! "તારા હાથો ચોંટી ગયા છે" "તદ્દન ચોંટી ગયા છે" "જાણે ગુંદરે ચોંટાડયા હોય તેમ ચોંટી ગયા છે" "તે મારી રજા વિના ઉઘડશે નહિ" "હું કહીશ ત્યારેજ તું તે ઉઘાડી શકીશ" વિગેરે આવાં સૂચનો મેં આપવા માંડયા—લગભગ દસેક મિનીટ થયા પછી મેં તેને 'તેના હાથ ગમે તેટલી મહેનત કર્યા છતાં ઉઘડશે નહિ' એમ કહી ઉઘાડવા કહ્યું પરંતુ તે ઉઘાડી શકયો નહિ. મારા સૂચનોથી તેના હાથો ચીટકી ગયા. જે મારી આજ્ઞા વિના ઉઘડે તેમ નહોતા. પછી મેં કહ્યું કે 'ઉઘડી જશે,

જા ' કે તરતજ તે પોતાના હાથો ઉઘાડી શકયો. આ પ્રમાણે મોહિનીનિદ્રા આણ્યા વિના આવા પ્રયોગો મેં ઘણા કર્યા છે. આંખોનાં પોપચાં બંધ કરવાની રીત ઉપરના પ્રયોગ જેવીજ છે. તેમાં તેને લગતાં સૂચનો આપવાં. વળી ઘણી વખત હું વિષયના બન્ને હાથમાં લોટો પકડાવી ચોંટાડી દઉં છું, જે મારા હુકમ વિના લોટાને છૂટો કરી શકતો નથી. આવા પ્રયોગોમાં દ્દષ્ટાઓને બહુ ગમ્મત પડે છે અને વિધાયકને માલુમ પડે છે કે કેટલી હદ સુધી વિષય ઉપર તે અસર કરી શકે છે. આ બધા પ્રાથમિક પ્રયોગો છે. કારણ કે આવા પ્રયોગોમાં મોહિનીનિદ્રાની બીલકુલ અગત્ય નથી. વિદ્યાર્થીઓએ પણ આવા પ્રયોગોથી શરૂઆત કરવી જોઇએ. પ્રથમ પ્રયાસ અફળ જતાં નિરાશ થવાની મૂર્ખાઇ કરવી નહિ—ખંતથી મંડયા રહેવું.

ઉપલા પ્રયોગોમાં સફળતા મળવા લાગી કે મોહિનીનિદ્રા ઉત્પન્ન કરવાનો મને શોખ થયો. ઉપલી જાતના પ્રયોગો હું એટલી હદ પર્યંત કરતો કે વિષયને થાંભલા સાથે બાથ ભીડાવી ત્યાંજ તેની સાથે તેને ચીટકાવી દેતો. આ પ્રયોગ ઘણી ગમ્મત આપે છે તથા જોનારને છક્ક કરી નાખે છે. વાંચકે ધ્યાનમાં રાખવું કે આવા પ્રયોગો હું વિષય જાગ્રતાવસ્થામાં હોય ત્યારે કરતો, નહિ કે નિદ્રાવસ્થામાં. કારણ કે નિદ્રાવસ્થામાં ઉપલી જાતના પ્રયોગો કરવા એ તો રમત વાત છે.

મોહિનીનિદ્રા ઉત્પન્ન કરવાના પ્રયોગોની જ્યારે મેં પ્રથમ શરૂઆત કરી ત્યારે પહેલા ચાર પ્રયોગોમાં હું નાસીપાસ થયો. પાંચમા પ્રયોગે દૃઢ નિશ્ચય કર્યો અને પહેલા ચાર પ્રયોગોમાં જે જે ખામી હતી તે સુધારી મેં પાંચમો પ્રયોગ આરંભ્યો અને તે સફળ થયો. વાંચકોએ અહીં ધ્યાન રાખવું કે જો પ્રથમ પ્રયોગે નાસીપાસી મળે તો તમારામાં શું શું ખામીયો હતી તે શોધી કાઢવા મથવું. તમારો અવાજ કર્કશ હતો કે કેમ એ વિષેયને પૂછી જોવું. માર્જનમાં કે સૂચનમાં કંઈ ખામી હતી કે શું એ બધું બારીક તપાસ કરી જાણી લેવું અને પછી ભૂલો સુધારી બીજો પ્રયોગ આરંભો તો જરૂર સફળતા મળશે. તદનુસાર મેં મારી ભૂલો સુધારી પાંચમા પ્રયોગમાં વિષેયને મુગ્ધ કરી નાંખ્યો. તે બરાબર નિદ્રાવશ છે કે નહિ તે જાણવા મેં તેનો હાથ ઉંચક્યો તો જ્યાં ઉભો રાખ્યો ત્યાંજ રહી ગયો, પડી ગયો નહિ. આ પ્રમાણે હું વિષેયની નિદ્રાવસ્થાની ખાતરી કરતો. પછી જાત-જાતના રમુજી અખતરા કર્યા અને મેં ખૂબ આનંદ લૂટ્યો. માટીનું ઢેકું આપી, કહ્યું કે ગુલાબ છે તો વિષેય તેને ખરૂં ગુલાબ માની સુંઘવા લાગ્યો. વિષેયને સાકર ખાવાની ઇચ્છા હોવાથી મીઠું આપ્યું અને કહ્યું કે સાકર છે એટલે તેણે મીઠાને મારા સૂચનાનુસાર સાકર માની ખાવા માંડયું. આ પ્રમાણે ઘણા રમુજી

અખતરા કર્યા. જેવા કે, આંબાને બદલે આંબલી, પોપૈયાને બદલે સાકર, જલેબીને બદલે ખારેક વિગેરે આપી ગમ્મત કરી. જોડા આપી ટોપી છે કહી માથે પહેરવાનું સૂચન આપ્યું તો વિધેયે તે જોડા માથામાં ઘાલવા માંડયો. આવી અવસ્થામાં જ્યારે વિધેય હતો ત્યારે તેનો મોટો ભાઇ આવ્યો. મેં વિધેયને કહ્યું કે તે કોઈ બદમાસ ચાલ્યો આવતો હતો અને તેને ઉઠીને મારવાનું કહ્યું. મારા સૂચનાનુસાર તે ઉભો થયો અને તેના મોટા ભાઇને એક બે ધુસ્તા માર્યા પણ ખરા. તે તો હજુ મારવાની ક્રિયા ચાલુ રાખત પણ તરતજ મેં તેને બંધ પડવાનું સૂચન આપ્યું અને તે શાંત થઈ ગયો. આ પ્રમાણે ઉપરના પ્રયોગથી વાંચક સમજી શકશે કે મોહિનીનિદ્રાથી મનુષ્ય કયાં સુધી ભાન ભૂલી જાય છે. તે છોકરા ઉપર આવા ઘણા પ્રયોગો કરાવ્યા પછી તેને શાંતિથી ઉંઘવાનું કહ્યું અને પાએક કલાક પછી મેં તેને કહ્યું કે હું હવે એક બે ને ત્રણ બોલીશ. 'ત્રણ' બોલતાં વેંત તેને જાગવાનું હું કહીશ અને તે આનંદથી જાગશે. આ પ્રમાણે હું એક બે ને ત્રણ બોલ્યો અને 'ત્રણ' બોલતાં વેંત તેને તાજા થઇને ઉઠવાનું સૂચન આપ્યું કે તરતજ તે જાગ્યો અને જાણે કંઈ ન થયું હોય અને ઉંઘમાંથી ઉઠયો હોય તેમ તે ઉઠીને બેઠો. પછી તેને

માં ધોવાનું મેં કહ્યું અને કંઇ સાંભરે તો બોલી જવા ફરમાવ્યું. તે કંઈ પણ સંભારી શકયો નહિ અને કહેવા લાગ્યો કે તે ઉંઘી ગયો હતો. આ પ્રમાણે મોહિનીનિદ્રામાં વિષય જે બધું કરે છે તે તેને યાદ રહેતું નથી. વળી વિધાયકે પણ યાદ રાખવું કે વિષયને મોહિનીનિદ્રામાંથી જગાડયા પહેલાં, મુગ્ધાવસ્થામાં અજમાવેલા બધા અખતરા તેને યાદ રહેશે નહિ' એવું સૂચન આપવું. ખાસ કરીને અમુક વખત પછી કંઈ કાર્ય કરાવવું હોય એટલે કે જ્યારે સમયબદ્ધ સૂચન આપીએ ત્યારે બધું ભૂલી જવાનું સૂચન આપવુંજ. તે સૂચનાનુસાર તે બધું ભૂલી જશે ખરો પરંતુ સમયબદ્ધ સૂચનાનુસાર અમુક સમયે જે કાર્ય કરવાનું છે તે તો બીલકુલ ફેરફાર વગર તે કરશે.

ઉપલો પ્રયોગ કર્યા પછી જે પ્રયોગ મેં કર્યો તે નીચે પ્રમાણે છે:—

નિત્ય પ્રમાણે પદ્ધતિસર વિષયને મોહિનીનિદ્રામાં આણવામાં આવ્યો. પછી અગાઉ કરી રાખેલા ઠરાવ મુજબ જડાવસ્થાના પ્રયોગો કરવાનો મેં આરંભ કર્યો. પ્રથમ તો નાનોજ પ્રયોગ અજમાવ્યો. વિષયનો જમણો હાથ જરા બાજુ ઉપર લીધો અને તેના ઉપર માર્જનો કર્યાં પછી સૂચનો આપવા માંડયા કે 'હાથ જડ થઇ ગયો, નિર્જીવ થઇ ગયો, લાકડાં જેવો જડ થઇ ગયો, ટાંચણી ભોંકવા છતાં દુઃખ થશે નહિ

એવો જડ થઇ ગયો ' વિગેરે. ઉપર પ્રમાણે પાંચેક મિનીટ સૂચનો આપ્યા પછી મેં ખાતરી કરવા હાથ ઉંચકી જોયે તો ભારે થઇ ગયો હતો. આ પછી મેં હાથ પર ચૂંટી ખણી જોઇ પણ વિધેયના ચ્હેરા ઉપર દુઃખની નિશાની દેખાઇ નહિ. પછી મેં જોનારને વિધેયના હાથ ઉપર ટાંચણી ભોંકવાનું કહ્યું. તદનુસાર કરવામાં આવ્યું પરંતુ વિધેયને કંઇ દુઃખ થતું દેખાયું નહિ. આટલી સફળતા મળવાથી મારો ઉત્સાહ વધ્યો. શનૈઃ શનૈઃ ડાબો હાથ, જમણો પગ, ડાબો પગ અને એમ આખું શરીર મેં જડાવસ્થામાં મૂક્યું. આ બધું માર્જન તથા સૂચનના સંમિશ્રિત બળથી કરવામાં આવ્યું હતું. ઉપર પ્રમાણે આખું અંગ જડ કર્યા પછી તેને બે સ્ટુલ ઉપર મૂકવામાં આવ્યું-એક સ્ટુલ ઉપર માથું અને બીજા સ્ટુલ ઉપર પગ. આવી દશામાં તે લાકડાના પાટીયાની માફક પડેલું દેખાતું હતું. પશ્ચાત્ એક આદમીને તે શરીર ઉપર ઉભો રાખવામાં આવ્યો. આ પ્રમાણે જડાવસ્થાનો એક ઉત્તમ પ્રયોગ મેં સાધિત કર્યો. (ચિત્ર જૂઓ) આથી મારામાં આત્મશ્રદ્ધા વધી તેમજ જોનાર પણ ખુશ થઇ ગયા તથા કેટલાક જેઓને મારી શક્તિ બાબત શંકા હતી તેઓ શંકારહિત થઇ આ વિદ્યાની તારીફ કરવા લાગ્યા.

બીજા એક વખતે એજ પ્રમાણે વિધેયનું આખું શરીર જડાવસ્થામાં આણી મેં એક બીજો અદ્ભુત

પ્રયોગ કર્યો, આખા શરીરને જડ કર્યા પછી તેને બરા-બર જમીન ઉપર મૂકવામાં આવ્યું. તેના શરીર ઉપર, અર્ધો એક ફુટ ઉચ્ચે મેં મારા બન્ને હાથો ધરી રાખ્યા. પછી સૂચનો આપવા માંડયા. "મારા હાથો લોહચુંબક છે" "તમારૂં શરીર લોખંડ છે" "લોખંડ લોહચુંબકથી આકર્ષાય છે તેમ તમારૂં શરીર મારા હાથોથી આકર્ષાય છે" "હું મારા હાથો ઉચ્ચા કરીશ તેમ તમારૂં શરીર ઉચ્ચુ ચઢશે" "હું મારા હાથો નીચે ઉતારીશ તો તમારૂં શરીર નીચે આવશે" વિગેરે દૃઢતાપૂર્વક હું બોલી ગયો. પછી જેવા મેં મારા હાથો આસ્તેથી ઉચ્ચા કરવા માંડયા કે નવાઇ! તેનું શરીર મારા હાથોની ગતિ અનુસાર ઉપર ચઢવા માંડયું. બે એક ફુટની ઉચ્ચાઇએ શરીર લઇ ગયા પછી તેને નીચે ઉતારવામાં આવ્યું. આ પ્રમાણે આવો અદ્ભૂત પ્રયોગ મેં સિદ્ધ કર્યો ત્યારથી મને બહુ સંતોષ થયો.

આવા જડાવસ્થાના પ્રયોગો કર્યા પછી હું વિષયને કાયમ ગાઢ નિદ્રામાં નાંખું છું. જડાવસ્થા દૂર કર્યા પછીજ વિષયને નિદ્રામાં મૂકાય એ પુનઃ કહેવાની અત્રે જરૂર નથી, વિષય પાએક કલાક ઉંઘ લઇ, આરામ લઇ, સ્ફુર્તિના, તાજગીના ને આરોગ્યના સૂચનો લઇ જાગે તો પુનઃ પ્રયોગ કરવો હોય ત્યારે તે ખુશીથી આપણી માગણી સ્વીકારે છે. ઉતાવળ કરી અદ્ધર

મોહિનીનિદ્રામાંથી વિષેયને જગાડવો એ જોખમભરેલું છે. કાયમ વિષેયને જગાડતી વેળા સ્ફુર્તિના, તાજગીના અને આરોગ્યના સૂચનો અચૂક આપવાં જોઇએ.

એકદા કેટલાક મિત્રોની ઇચ્છાથી મેં પ્રયોગો કરવાનું કબૂલ્યું. વિષેયને મોહિની નિદ્રામાં લાવ્યા પછી, પ્રેક્ષક વર્ગ વધારે હોવાથી અને બહુતેક બૈરાંઓ હોવાથી, રમુજી પ્રયોગો કરવાનો મેં નિશ્ચય કર્યો. માટીનું ઢેફું તથા ગુલાબ, જોડો તથા ટોપી, મીઠું તથા સાકર એવા નાના રમુજી પ્રયોગો કરી, મેં આગળ ચલાવ્યું. મેં તેને પદ્ધતિસર સૂચનો આપવા માંડયાં કે અમે બન્ને ટ્રેનમાં બેઠા. મુસાફરી કરતાં કરતાં આગ્રે પહોંચ્યા. ત્યાં જઇ અમે તાજ મહાલ જોવા ગયા. પછી મેં તેને તેનું વર્ણન કરવા કહ્યું. વાંચકો અજાયબી માનો કે ગમે તે પણ તેણે તાજમહાલનું એવું હૂબે-હૂબવર્ણન આપ્યું કે જાણે તે તાજમહાલની સમક્ષ ઉભો હોય. જોનારા દંગ થઇ ગયા. ત્યાર પછી તાજ-મહાલના બગીચામાં અમે બન્ને બેઠા અને તેને મેં ગાવાનું કહ્યું. વિષેય બહુ શરમાળ હતો એટલે કહ્યું કે બગીચામાં કેટલાક જોવા આવનારા આદમી હતા એટલે તે શરમાતો હતો. મેં સૂચન આપ્યું કે બધા ચાલ્યા ગયા હતા અને હવે બન્ને એકલાજ હતા. પછી તેણે લલકારવા માંડયું. તેણે એ ગાયન એટલું સુંદર રીતે ગાયું કે તે જાગ્રતાવસ્થામાં એ ગાયન કદાપિ એવું ગાતો

ન્હોતો. તાજમહાલની ન્હેજત, બગીચાની સુગંધિ મંદ પવનનો સુસવાટ વિગેરેએ તેના મન ઉપર અસર કરી અને પોતાની સઘળી કુશળતા વાપરી તે દિવસે વિધેયે તે ગાયન માધુર્યપૂર્વક તાજમહાલમાં (મુગ્ધાવસ્થામાં) ગાયું. વધારે શું કહેવું? ત્યાંથી અમે શ્રીનગર ગયા. ત્યાંના દાલ સરોવરનું વિધેયે કરેલું વર્ણન ખરેખર સત્ય હતું. વાંચકોએ ધ્યાન રાખવાનું છે કે વિધેયે આ બધું અગાઉ જોયું ન્હોતું. આ પ્રમાણે પ્રવાસ કરતાં કરતાં અમે બન્ને ટ્રેનમાં બેસી મુંબાઇ આવ્યા. મુંબાઇ આવ્યા તે પણ બોરીબંદર ઉપર, ત્યાંથી વિધેયે વિક્ટોરીયા કરી, ભાડા બદલ ભાંજગડ થઇ વિગેરે બનાવો જોનારને હસાવતાં હસાવતાં છક્ક કરી નાખતા. મુંબાઈ આવ્યા પછી વિક્ટોરીયામાં ઘેર આવ્યા અને વિશ્રાંતિ લેવા વિધેય સાહેબ ઉંઘી ગયા. પાએક કલાક પછી સ્ફુર્તિના, તાજગીના અને આરોગ્યના સૂચનો આપી મેં તેને જગાડયો, જે પૂર્વે બધું ભૂલી જવાનું સૂચન આપ્યું હતું. અત્યારે તે બિચારો જીવતો નથી નહિ તો જો તે આગ્રે તાજમહાલ જોવા જાય કે શ્રીનગર દાલ સરોવર જોવા જાય તો નક્કી તેને એમ થાય કે આ બધું તો તેણે જોયું છે. તેને એમ ભાસે કે આ કોઇક વેળા અગાઉ તેણે જોયું હતું. આ બાબતની વાંચકોને પ્રતિતિ કરાવવા ડૉ. હલ્ક્રાઇડનો એક પ્રયોગ ટાંકીશું:—

તેમણે એક સ્ત્રીને મોહિનીનિદ્રામાં આણી. પછી ગાઢ નિદ્રાની ખાતરી કરીને તેણે સૂચનો આપવા માંડયાં કે તેઓ બન્ને " નાયેગ્રાના ધોધ " જોવા જાય છે. તદનુસાર તેઓ ત્યાં પહોંચ્યા. ધોધની કુદરતી ખૂબી અને દેખાવની તે સ્ત્રી અત્યંત તારીફ કરવા લાગી. ધરાઇને સર્વે તે સ્ત્રીને ડાકટરે જોવા દીધું. પછી તેને જાગ્રતાવસ્થામાં લાવવામાં આવી. ઉપર વર્ણવેલા પ્રયોગ કર્યે અમુક સમય પસાર થયા પછી ડૉ. હડ્ક્રાઇડ અને પેલી સ્ત્રી તથા અન્ય કેટલાકને 'નાયેગ્રા ધોધ' જોવા જવાનો યોગ પ્રાપ્ત થયો. ત્યાં પહોંચ્યા પછી પેલી સ્ત્રી 'ધોધ' જોઇ બોલવા લાગી ગઇ કે તેણે એ 'ધોધ' અગાઉ જોયા હતા. ઘણું સંભારે પણ તેને કંઇ યાદ આવ્યું નહિ કારણ કે ડૉ. હડ્ક્રાઇડે સૂચન આપેલું કે તે બધું વિસરી જશે. થોડીક વાર પછી હડ્ક્રાઇડે જ્યારે કહ્યુ કે તેણે એ 'ધોધ' મોહિનીનિદ્રામાં જોયા હતા ત્યારે તેને બધું સાંભરી આવ્યું. આ પ્રમાણે અત્યારે મારો વિષય બિચરો સ્વર્ગવાસી થયો છે નહિ તો મને મારા પ્રયોગોની ખાતરી કરવાનો અવસર મળત. ઉપર પ્રમાણેજ રીત વાપરી તમે વિષયને દુનીયાના કોઇ પણ ભાગમાં મોકલી શકો. લડાઇના મેદાનમાં, રાજાના મહેલમાં, ચોરની ગુફામાં, દારૂના પીઠામાં કે સ્વર્ગમાં, જ્યાં તમારી ઇચ્છા હોય ત્યાં તમે સૂચનથી વિષયને તેની સમ્મતિથી

મોકલી શકો અને તમે ઘણું જાણી શકો. આવા પ્રયોગો ઘણા ઉપયોગી છે અને દરેક વિદ્યાર્થીએ આટલી હદ સુધી પોતાની શક્તિ વધ.રી આવા પ્રયોગો કરવાને સમર્થ થવું જોઈએ.

આને લગતા કેટલાક અખતરા થઇ શકે છે. ગાઢ-નિદ્રામાં વિષયને લાવ્યા પછી મેં તેને સૂચન આપ્યું કે, "ગધેડાની માફક ભૂંકવા માંડ" તો તે ભૂંકવા લાગ્યો. તદનુસાર તે આપણા સૂચનથી ભસશે, રડશે, બરાડશે, હસશે, નાચશે, કૂદશે. ટૂંકામાં જાત-જાતના રમુજી ચાળા કરશે. આવા પ્રયોગો વારંવાર કરવા સારા નથી કારણ કે આથી મોહિનીવિદ્યાના મહત્ત્વમાં કંઇ વધારો થતો નથી પરંતુ તે વિષે હલકું બોલાય છે. માત્ર કોઇ વખત આવા અખતરા કરવા એ કંઇ વાંધા ભરેલું નથી.

આ વિદ્યાનું ગૌરવ વધારનાર જો કોઇ પણ પ્રયોગો હોય તો તે ઉચ્ચ પ્રતિનાજ છે. દરદ મટાડવા માટે કરવામાં આવતા પ્રયોગો, દિવ્યદૃષ્ટિ તથા દિવ્યશ્રવણ-શકિતને લગતા પ્રયોગો ખરેખર મોહિનીવિદ્યાના ભૂષણ-રૂપ છે. માટેજ પ્રત્યેક અભ્યાસીને હું ભાર દઇને કહું છું કે પારમાર્થિક જીવન ગાળવા ખાતર, નીરોગી રહેવા ખાતર, તમારા કુટુંબને સુખી કરવા ખાતર અને ટૂંકામાં તમારૂં કર્ત્તવ્ય બજાવવા ખાતર ઉપરના ઉચ્ચ પ્રતિના પ્રયોગો કરો અને તે ખાતર મોહિનીવિદ્યાનો

અભ્યાસ કરો. અપાત્રને કોઇ પણ પ્રકારનું જ્ઞાન આપવાની આપણા શાસ્ત્રકારોએ ના પાડી છે અને તદનુસારજ આ ગૂઢ વિદ્યા આપણા ઋષિમુનિયો જાહેરમાં આણતા ન્હોતા કારણ કે એ વિદ્યાનો સદુપયોગ બધા ન પણ કરી શકે. કોઈ પાત્ર જોઇનેજ તેઓ આ વિદ્યા શીખવાડતા. તસ્માત્ પ્રત્યેકને અરજ કરવામાં આવે છે કે નાના નાના ચેનચાળા કે રમુજ મેળવવા ખાતર જો તમે આ વિદ્યા શીખવા ધારતા હો તો બહેતર છે કે તેનાથી અળગા રહો. તમારૂં મનુષ્ય તરીકેનું કર્ત્તવ્ય બજાવવા ખાતર, આ વિદ્યાથી જે કંઇ કરી શકા તે કરવાની તીવ્ર ઇચ્છાથીજ જો આ વિદ્યા તમે શીખવા માંડશો તો આ લેખક પોતાનો પ્રયાસ સફળ થયો માનશે. એવું પણ બને છે કે, અમુક જાતના રમુજભરેલા અખતરા કોઇ વિદ્યાર્થી કરવામાં સફળ બને તો તે એમ ધારી લે છે કે તેને 'હીપ્નોટીઝમ' આવડી ગયું પરંતુ આવા છીછરા મત બાંધી લેનારાઓએ ઉપરના શબ્દો ધ્યાનપૂર્વક વાંચવા જોઇએ અને પોતાનું કર્તવ્ય કયા પ્રકારનું છે તે સમજી લેવું જોઇએ અને તદનુસાર આચરણ તથા વર્તન રાખવું જોઇએ.

હવે દર્દ મટાડવાના પ્રયોગો મેં કરવાનો કેવી રીતે આરંભ કર્યો એ વર્ણવીશ. એકદા પુનામાં બુધવાર પેઠમાં મારા એક મિત્ર સાથે એક બિમારને ત્યાં જવાનો મને યોગ પ્રાપ્ત થયો. તે બિમાર છોકરો

ઘણા દિવસથી તાવથી પીડાતો હતો અને દવા પીઇ કંટાળ્યો હતો. મને મારા મિત્રે આ બિમાર ઉપર મારી વિદ્યા અજમાવવા સૂચવ્યું અને મેં ઘણી ખુશીથી કામ માથે લીધું. મારી કાયમની રીત પ્રમાણે દર્દીને મેં પલંગ ઉપર પડયો રહેવા દઇને મોહિનીનિદ્રામાં આણ્યો. વાંચકોએ અત્રે ધ્યાનમાં રાખવાનું છે કે આ છોકરા ઉપર આ મારો પ્રથમ પ્રયાસ હતો પરંતુ હું પહેલેજ પ્રયોગે તેને મોહિનીનિદ્રાવશ કરવામાં સફળ નિવડયો. આનું કારણ એ છે કે દર્દીયો બિચારા પોતાને કંઇ પણ દુ:ખ કમી થાય એવા કોઇ ઉપાય લે એ વધારે પસંદ કરે છે અને તદનુસાર મારે તેનો જ્વર નસાડી મૂકવાનો પ્રયોગ કરવાનો હતો એટલે તે રાજી-ખુશીથી મારા સૂચનોને તત્પરતાપૂર્વક અનુસરવા લાગ્યો અને તેથીજ પ્રયોગસિદ્ધિ થઈ.

તેને ગાઢ મોહિનીનિદ્રામાં મૂકી મેં સૂચનો આપવા માંડયાં, 'તેને તાવ ન્હોતો' 'તાવ મટી ગયો હતો' વિગેરે. વળી પાણી મંગાવ્યું અને એક પ્યાલીમાં તે પાણી પીવા તેને કહી સૂચન આપ્યું કે તે તાવ માટે અકસીર દવા છે અને તેથી તેનો તાવ ચાલ્યો જશે. તે આતુરતાપૂર્વક દર્દી તે ગટગટાવી ગયો અને પછી પાએક કલાક તેને ઉંઘવા દીધા પછી તાજગી તથ આરોગ્યનાં સૂચનો આપી ઉઠાડયો. ઉઠયો ત્યારે તેને તાવ જતો રહ્યો હતો.

ઉપલી બાબતમાં મેં એક ભૂલ કરી એ વાંચકોએ જાણવી જોઇએ. 'સૂચનિક વૈદું' કોઇ દિવસ દવાની ભલામણ ન કરે. તે તો દવાનો કટ્ટો શત્રુ છે પરંતુ મેં તો પાણી આપી તેને દવા આપું છું એવું સૂચન આપ્યું એ ખોટું કહેવાય. આથી તેના મગજ ઉપર અસર રહી જાય કે દવાથી તે સાજો થયો છે, નહિ કે સૂચનપદ્ધતિથી. આ બાબતમાં મારૂં ધ્યાન પાછળથી ખેંચાયું અને ત્યાર પછી એ રીતને મેં ત્યજી દીધી છે. માત્ર સૂચનનોજ ઉપયોગ હું હવે કરૂં છું.

ત્યાર પછી મેં ઘણી વખત માથાનો દુ:ખાવો, પેટનું દુ:ખ વિગેરે નાના દરદો સૂચનપદ્ધતિથી મટાડયા છે. સંધિવા, લકવો, સળેખમ, જ્વર, અજીર્ણ, અવ્યવસ્થિત રક્તાભિસરણ તથા રક્તવાહિનીને લગતા બધા દરદો સૂચનપદ્ધતિથી મટાડી શકાય છે. ઉપરના દરદોવાળા કોઇ બિમારને મેં હજી મારી માવજત હેઠળ લીધો નથી. પુનામાં જ્યારે હું હતો ત્યારે અર્ધાંગવાયુથી પીડાતો એક શખ્સ મારી પાસે આવ્યો હતો અને મેં તેની માવજત કરવા હા પાડી હતી. પરંતુ અમુક સંયોગવશાત્ મારે મુંબાઈ આવવું પડયું અને તેમાંનું કંઇ બન્યું નહિ. મુંબાઇ આવ્યા પછી અત્યાર સુધીમાં જંજાળને લીધે આ પુસ્તક લખવા સિવાય આ બાબતમાં બીજી કઇ પ્રગતિ થઇ શકી નથી. (Hysteria) હીસ્ટીરીયા નામક રોગ જે સ્રીયોને બહુ

થાય છે તે દરદ પણ આ પદ્ધતિથી બહુ જલદી મટી જાય છે. અત્રે વાંચકોને હું જણાવવાની તક લઉં છું કે ઉપર જણાવેલા રોગથી પીડાતો જો કોઇ પણ રોગી દવાથી કંટાળ્યો હોય અને તમારી સલાહ લેવા આવે તો જો તમે તેનું હિત ચાહતા હો તો તેને સૂચનપદ્ધતિ અજમાવવા કહેજો. કોઇ સૂચનશાસ્ત્રી તમારા ધ્યાનમાં ન હોય તો મને લખી જણાવજો અને હું તેનો યોગ્ય ખુલાસો કરી રસ્તો બતાવીશ. મારાથી તે રોગીની માવજત થાય એમ હશે તો હું જાતે પ્રયત્ન કરીશ કારણ કે હવે આ બાબતમાં પ્રગતિ કરવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. કોઇનાં દુઃખ હરવાં એ કાર્ય કેટલું હૃદયને શાંતિદા છે. હું ખુશીથી એવા રોગીની યથા-શકિત સેવા કરીશ.

આ પછી મેં દિવ્યદૃષ્ટિ તથા દિવ્યશ્રવણશકિતના નાના પ્રયોગો કર્યા, જે વાંચકોની જાણ માટે અત્રે આલેખું છું. દિવ્યદૃષ્ટિના પ્રયોગોમાં વિષયને તેના મૃત સગાંવહાલાં અથવા તો જીવન્ત પણ દૂર રહેતાં સગાંવહાલાં મોહિનીનિદ્રામાં લાવી દેખાડી શકાય છે. મેં પુનામાં એક વિષયને મોહિનીનિદ્રાવશ કર્યો અને ઉંડી નિદ્રામાં મૂકયો હતો. પછી ઉંડી નિદ્રાની ખાતરી કરી મારા દિવ્યદૃષ્ટિના પ્રયોગો કરવાનું મેં ચાલુ કર્યું. મેં વિષયને પૂછયું, "તારે હમણાં કોને જોવાની ઇચ્છા છે?" તેણે ઉત્તર વાળ્યો, કે "તેની મૃત માતાને જોવી

છે." આથી મેં તેની આંખો ઉપર જરાક માર્જન કરી, આંખો ઉઘાડવાનું કહ્યું અને જણાવ્યું કે તે એ ઓરડામાં ઉભેલી હતી. માતાને જોઈ; અરે મૃત માતાને ઘણા વિયોગ પછી જોઇ દરેકને કેવો આનંદ થાય ? તે ખૂબ આનંદ અનુભવવા લાગ્યો. અને માતાના દર્શન કરી નેત્રોને સંતોષવા લાગ્યો. પાંચેક મિનીટ પછી મેં તેને સૂચન આપ્યું કે તેની માતા ચાલી ગઇ હતી. તેની માતાને પછી ન ભાળવાથી ઉદ્ભવેલી તેની દિલગીરીનો ચિતાર આપવો મુશ્કેલ છે. આથી મેં વિષેયને ગાઢ નિદ્રામાં નાખી દીધો અને અર્ધા કલાકની શાંતિપૂર્ણ ઉંઘ પછીજ તેને તાજગીના સૂચનો આપી ઉઠાડયો.

ઉપર પ્રમાણે વિષેયને વિધાયક મોહિનીનિદ્રામાં મૂકી, તેનો ગમે તે મૃત વડવો, બાપ, મા, બ્હેન વિગેરે બતાવી શકે તથા બીજે ગામ રહેતો તેનો ભાઇ કિંવા વિલાયતમાં ગયેલો તેનો કાકો વિગેરે તેને દેખાડી શકે. મોહિનીનિદ્રામાં મૂકાઇ વિષેય અમેરિકાના પ્રેસીડન્ટ ડૉ. વિલ્સન, ફ્રાન્સના પ્રેસીડન્ટ મોંશ્યોર ડાશનેલ કે ઈંગ્લાંડના પ્રધાન લોર્ડ જ્યોર્જને જોઇ શકે. જેને જે માણસ જોવો હોય તેને, પછી તે જીવતો હોય કે મરેલો, પાસે હોય કે દૂર, ઉત્તરમાં હોય કે દક્ષિણમાં પણ તેની ચક્ષુ સમીપ મોહિનીનિદ્રાદ્વારા ખડો થયેલો તે નિહાળશે.

ઉપરના પ્રયોગને લગતા મેં ઘણા પ્રયોગો કર્યા છે પણ બધા પ્રયોગોનું બ્યાન આપવાની હું અત્રે જરૂર જોતો નથી કારણ કે ઉપરના એક પ્રયોગથી વાંચક તેનું રહસ્ય સમજી શકશે.

વાંચક ! હવે જો તને તારો પ્રિય પિતા (જીવન્ત કે મૃત) જોવાની ઇચ્છા થઇ હોય, છેલ્લા પ્રચંડ વિગ્રહમાં હારી હતાશ થયેલો કયઝર જોવો હોય, સો વર્ષ પૂર્વે આ ફાની જહાં ત્યજી ગયેલો પણ જેની કીર્તિ હજી સર્વત્ર ગવાય છે એવો વીર નર નેપોલીયન જોવો હોય, આજકાલની સ્વતંત્રતાની મુખ્ય વિભૂતિ ડો. વિલ્સનને જોવો હોય, બરમીંગહામ પેલેસમાં ખાણું લેતાં તત્રભવાન્ સમ્રાટ્ પંચમ જયોર્જને જોવા હોય, ચોખંડ જેની કીર્તિ પ્રસરેલી છે એવા મહાન ધર્મસ્થાપકો, શ્રીકૃષ્ણ, મહમ્મદ ક્રાઇસ્ટ અને બુદ્ધનાં દર્શન કરવાં હોય કે ભારતવર્ષના ગૌરવરૂપ બે પરાક્રમી યોદ્ધા રાણા પ્રતાપસિંહ અને શિવાજી મહારાજને નિહાળી કૃતાર્થ થવું હોય તો કોઇ મોહિનીવિદ્યાના જ્ઞાતા પાસે જઇ મોહિની નિદ્રાવશ થા અને તારી ઇચ્છા પરિતૃપ્ત કર.

એકદા મારા વિધેયને ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરવાની ઇચ્છા થવાથી મેં તેને મોહિનીનિદ્રામાં મૂક્યો અને સૂચનો આપી તે તૃપ્ત થયો ત્યાં સુધી તેને ભગવાન શ્રીકૃષ્ણનાં દર્શન કરાવ્યાં.

તદનુસાર આ પ્રયોગનો એક બીજો પણ ફાંટો છે. આ ફાંટો એવો છે કે જેવી રીતે વિધેયને આપણે સૂચનોદ્વારા મનુષ્યો દેખાડી શકીએ તેવીજ રીતે, વાઘ, સિંહ, સર્પ, બળદ વિગેરે પશુઓ પણ દેખાડી શકીએ. એક વેળા મેં મારા વિધેયને વાઘ દેખાડયો હતો અને સાચો વાઘ જોઇ જેટલો તે ડરે તેટલોજ તે ડરવા લાગ્યો અને તેની આખી કાયા ધ્રૂજવા લાગી. તેજ પ્રમાણે તેને ચોરનો ભય બતાવી તેની હિમ્મતની આપણે કસોટી કરી શકીએ. આવા કલ્પનાચિત્રો ખડાં કરતાંજ, વિધેયપર બહુ ભયાનક અસર થાય છે એમ જો તમે નિહાળો તો તરતજ સૂચન આપી દેવું કે વાઘ જતો રહ્યો છે, ચોર ચાલ્યો ગયો છે, વિગેરે. વિધેયમાં રહેલા ગુણો પારખવા માટે ઉપલા પ્રયોગો ઉપયોગના છે.

કેટલાંક મનુષ્યો કે સ્ત્રીયો એવાં હોય છે કે તેઓ બિલાડી, ઉંદર, વંદો કે એવાં નાનાં નાનાં પ્રાણીયોથી પણ બહુ ડરે છે. આવા ડરકાઉ સ્ત્રીપુરૂષોનો આ ડર મોહિનીનિદ્રા દ્વારા નષ્ટ કરી શકાય છે. જો તે ઉંદરથી ડરતો હોય તો મોહિનં નિદ્રામાં તેને મૂકયા પછી સૂચન દ્વારા ઉંદર દેખાડવો. પ્રથમ તો ઉંદર જોઇ તે ડરશે પણ તેને સૂચન આપો "આ ઉંદર તમને કંઇ ઇજા કરતો નથી" "તમે તેનાથી ડરતા નથી" "તે ઉંદર તમારી સાથે ગેલ કરે છે" વિગેરે, આવા ભયનિવારક સૂચનો આપવાથી તેનો ભય ઉડી જાય છે અને પછીથી

'તે કદાપિ ઉંદરથી ડરશે નહિ' એવું સૂચન આપવાથી તે ઉંદરથી કોઇ દિવસ ડરશે નહિ. આ પ્રમાણે બિલાડી, વંદા કે કૂતરાંનો ભય પણ નષ્ટ કરી શકાય. આ બાબતમાં મોહિની-સૂચનો ઘણી અમૂલ્ય સેવા બજાવે છે કારણ કે ઘણે સ્થળે એવું દૃશ્યમાન થાય છે કે મોટા મોટા દોલતમંદ શેઠીયાઓ ઉંદર કે વંદાથી ડરે છે અને બહાર લોકોમાં મોટા ગણાય છે. તેમને માટે આવી ખામી કલંકરૂપ નથી શું? તેવા ગૃહસ્થો શા માટે મોહિનીવિદ્યાનો લાભ ન લે?

મોહિનીવિદ્યા એ ગૂઢ વિદ્યા છે અને ઘણું ઘણું તે બાબતમાં શોધવાનું બાકી રહેલું છે. એ વિદ્યા વિષે કોઇ પુરૂષ સંપૂર્ણ જ્ઞાન ધરાવતો હોય એવું મારા ધ્યાનમાં નથી. વળી છેલ્લા થોડાક વર્ષથીજ તે વિદ્યા ઉપર પુસ્તકો લખાવા માંડયા છે, તે પણ આપણા દેશમાં તો નહિજ. અમેરિકાના લોકોએ આ વિદ્યાને વધાવી લીધી અને તે બાબતમાં જેટલી બને તેટલી તેઓએ પ્રગતિ કરી અને કરતા આવે છે. પ્રતિવર્ષે નવા નવા પ્રયોગો તરફ લોકોનું ધ્યાન ખેંચવામાં આવે છે અને લોકો પણ આવા પ્રયોગકર્તાઓને સહર્ષ સહાય આપે છે. આપણા દેશમાં એમાંનું કંઇ નથી. બીજી વિદ્યાઓ માટે જેમ સ્કુલો તથા કૉલેજો સ્થપાઇ છે તેમ આ વિદ્યા માટે પણ સ્કુલ તથા કૉલેજ સ્થપાવી જોઇએ; કારણ કે આ વિદ્યાનો પદ્ધતિસર અભ્યાસ મનુષ્યને

બહુ લાભદાયી છે. ભવિષ્યમાં આવી હીલચાલ કંઇ થાય અને મારી ઇચ્છા સફળ નિવડે એવી મારી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે.

દિવ્યદૃષ્ટિ તથા દિવ્યશ્રવણશકિતના સંમિશ્રિત પ્રયોગો મેં કર્યા હતા તે હવે વર્ણવીશ. હું જ્યારે પુનામાં હતો ત્યારે મારા સઘળા મિત્રો મુંબાઇ હતા. એક રાત્રે મારા મગજમાં વિચાર આવ્યો કે મારા મિત્રો અત્યારે શું કરતા હશે તે જાણવું. તરતજ મેં વિષેયને બોલાવી, તેને મોહિનીનિદ્રાવશ કર્યો. ગાઢ નિદ્રામાં લાવ્યા પછી મેં તેને પૂછી જોયું કે તેને મુંબાઈ જવાની ઇચ્છા હતી કે નહિ. તેણે હા પાડવાથી, મેં સૂચન આપ્યું કે તે મુંબાઇ પહોંચી ગયો હતો. મુંબાઇમાં અમુક મકાનમાં જ્યાં મારા મિત્રો રહેતા હતા ત્યાં તે પહોંચી ગયો અને પછી મેં પૂછ્યું કે ઓરડામાં કોણ કોણ હતા? એક પછી એક વિષેયે મારા પાંચ મિત્રોના નામ લીધાં અને તેઓ શું કરે છે અને શા વિચારમાં છે તે જણાવવાનું કહેતાં, તે બોલ્યો કે "બધા વાતોના ગપ્પાં મારે છે અને 'પીલહાઉસ' જવાનો દરખાસ્ત મૂકાઇ રહી છે." થોડીક વાર પછી વિષેયે કહ્યું કે તેઓએ કપડાં પહેર્યાં હતાં અને ઓરડાને તાળું મારી 'પીલ હાઉસ' જતા હતા.

ઉપલી બધી હકીકતના ખરાપણા માંટે મેં મારા મુંબાઇ રહેતા એક મિત્રને તે તારીખ તથા સમય લખી

જણાવી પૂછાવ્યું કે તે વખતે તેઓ શું કરતા હતા અને ક્યાં જવા ઉપડયા હતા. મારા મિત્રનો પ્રત્યુત્તર આવ્યો અને અજાયબીની વાત એ છે કે મોહિનીનિદ્રામાં વિધેયે કહેલો બધો હેવાલ ખરો હતો. તે રાત્રે તેઓ પાંચ જણ હતા અને થોડીકવાર ગપ્પાં મારી 'પીલ હાઉસ' ગયા હતા તે પણ ખરી વાત હતી.

ઉપર પ્રમાણે મારો પ્રયોગ ખરો પડેલો જોઇ મને બહુ આનન્દ થયો. ઉપરના પ્રયોગને લગતો એક પ્રયોગ ડો. હલ્કાઇડે અમેરિકામાં કર્યો હતો, જે નીચે પ્રમાણે છે:—

વિધેયને મોહિનીમુગ્ધ કરી ડો. હલ્કાઇડે તેને ખૂબ ઉંડી ઉંઘમાં નાંખ્યો, તેની નિદ્રાની અવસ્થા પ્રયોગ માટે યોગ્ય છે એવી ખાતરી કર્યા પછી તેણે વિધેયને સૂચન આપ્યું કે અમેરિકાના પ્રેસીડન્ટના 'વ્હાઇટ હાઉસ' ( White house ) શ્વેત પ્રાસાદમાં જા અને તેના ખાનગી ઓરડામાં જઇ જો કે તે શું કરે છે. ?

ઉપલા સૂચનાનુસાર વિધેય 'વ્હાઇટ હાઉસ'ના ડો. વીલ્સનના ખાનગી ઓરડામાં દાખલ થયો અને જણાવ્યું કે ડો. વીલ્સન એકલા ટેબલ પાસે બેઠા હતા અને પરદેશથી આવેલો અતિમહત્વનો ખાનગી તાર વાંચતા હતા. આથી ડો. હલ્કાઇડે તે તાર વાંચવા

વિષયને કહ્યું, જે વિષયે શબ્દેશબ્દ વાંચી બતાવ્યો. તારના શબ્દો ડૉ. હલ્ફાઇડે ઉતારી લીધા અને પછી યોગ્ય રીત્યાનુસાર વિષયને સ્ફુર્તિના સૂચનો આપી, બધું ભૂલી જવાનું સૂચન આપી જગાડવામાં આવ્યો.

બીજે દિવસે ડૉ. હલ્ફ઼ ઇડ પોતે 'વ્હાઇટ હાઉસ' માં ગયા અને ડૉ. વીલ્સનને મળ્યા અને પેલા તારની વાત નીકળતાં ડૉ. વીલ્સન આશ્ચર્ય પામ્યા કે તેણે તે વાર કેવી રીતે મેળવ્યો. ડૉ. હલ્ફાઇડે અક્ષરશઃ પ્રયોગનો હેવાલ કહી બતાવ્યો અને પૂછયું કે તે સર્વ બરાબર હતું કે નહિ. ડૉ. વીલ્સને જણાવ્યું કે બરાબર તે વખતે તે પોતાના ખાનગી ઓરડામાં હતા. આ પ્રમાણે ડૉ. હલ્ફાઇડે ઘણો અદ્ભૂત પ્રયોગ સફળ કર્યો કહેવાય, જયાર પછી લોકો આ વિદ્યા માટે મરી પડે છે.

ડૉ. હલ્ફાઇડના ઉપરના પ્રયોગની હકીકત વાંચ્યા પછીજ મેં મારા મિત્રોની હકીકત જાણવાનો પ્રયોગ કર્યો હતો. આ પ્રમાણેજ સુલેહનો કોન્ફરન્સ બેઠી હોય તો ત્યાંની મસ્લહત તથા કોલકરાર વિગેરે આવિદ્યાદ્વારા જાણી શકાય. આવી બાબતમાં વિષય ઘણો બુદ્ધિશાળી હોવાની જરૂર છે. જાહેર હિમ્મતની બહુ અગત્ય છે કારણ કે તેને મહાન પુરૂષોની હાજરીમાં ઉભું રહેવાનું છે. પાર્લામેન્ટમાં 'સુધારાની યોજના'નો ખરડો વંચાતો હોય અને તે બાબત ત્યાં શું ચર્ચા ચાલે છે અને કોણ

કોણ શું બોલે છે તે બધું આ વિદ્યાથી જાણી શકાય. આ પળે જાપાનનો મીકાડો પોતાના શાહી મહેલમાં બેઠો બેઠો શું કરે છે તે, ચીનના શાહી કુટુંબની ચળવળ, કોઈ સ્ટેટના રાજાનો રાણીવાસો અને ત્યાં થતા કાવત્રાં વિગેરે આ વિદ્યાના પ્રભાવે જાણી શકાય. ટુંકા દિલના મનુષ્યો તથા એકબીજાનું બૂરૂં ઇચ્છનારાઓ આ વિદ્યા શીખી કોઇને પાયમાલ ન કરી નાંખે એવા હેતુથી જ આ વિદ્યા આપણા દેશમાં ગુપ્ત રાખવામાં આવતી હતી.

એકદા કંઇક અદ્‌ભૂત પ્રયોગ કરવાના ઇરાદાથી મેં વિષયને મુગ્ધાવસ્થામાં આણ્યો. ગાઢ નિદ્રામાં આણ્યા પછી તેને હવાઇ વિમાનમાં ફેરવ્યો અને ઉચ્ચે આસમાનમાં ખુબ ફેરવ્યો. ત્યાર પછી મેં તેને કહ્યું કે "હાલ યૂરોપમાં ચાલતું પ્રચંડ યુધ્ધ જોવા જેવું છે માટે ત્યાં મેદાનમાં તું જા." થોડીકવાર પછી તે બોલ્યો "મારે અહીં નથી ઉભું રહેવું. લડાઇ જો કે અહીંથી ચાલીસ માઇલ દૂર છે પરંતુ તોપના ભડાકાં તથા ધુમાડાના ગોટેગોટાં અસહ્ય છે. મારે પાછું આવવું છે." તરતજ મેં તેને સૂચન આપ્યું કે તે પાછો આવ્યો છે. આ પ્રમાણે નબળા હૃદયના વિષયોથી પ્રયોગની મજા ઉડી જાય છે. આવી બાબતમાં જે માણસ તૈયાર થઇને આવે કે તેને લડાઇ જોવી છે, તે બહુ સારો હેવાલ લાવે કારણ કે તેનો શોખ પૂરો થાય

ત્યાં સુધી તે યુધ્ધક્ષેત્રમાં રહેશે અને જો તેની વર્ણનશક્તિ સારી હશે તો યુધ્ધનું વર્ણન હુબેહુબ તેમજ ઉત્તમ આપશે. આવી જાતના દરેક પ્રયોગમાં રાજીખુશીથી હા પાડતા અને શોખીન વિધેયોની ખાસ અગત્ય છે અને એવા યોગ્ય વિધેયો મળે તો જોઇ લ્યો પ્રયોગની મજા.

ઉપલા પ્રયોગમાં મારા વિધેયને વિમાનમાં ફરવાનો બહુ શોખ હતો એટલે તેને વિમાનમાં ખુબ ફેરવ્યો છતા તે ડર્યો નહિ પણ બાળપણથી લડાઇ વિષે ભયંકર વિચારો તેના મગજમાં ઘર કરી બેઠેલા હોવાથી તે બે મિનીટ પણ સંગ્રામક્ષેત્રમાં ઉભો રહી શકયો નહિ. તે વખતે જો મેં સૂચનો આપ્યા હોત કે ક્ષેત્રમાં ઉભા રહેતા તે ડરતો નથી અને શાન્તિથી બધું યુધ્ધ નિહાળશે તો પ્રયોગસિધ્ધિ થાત પરંતુ એવું તે વખતે મને યાદ આવ્યું નહિ.

જૂદા જૂદા પ્રકારના ઘણા પ્રયોગો મેં કર્યા છે પરંતુ બધા વર્ણવાની કંઇ આવશ્યકતા નથી. મારા પ્રયોગો કરતાં ઉચ્ચી પ્રતિના તથા વધારે સફળ પ્રયોગો આપણા દેશના કોઇ મોહિનીવિદ્યા જ્ઞાતાએ કર્યા હશે પરંતુ જયાં સુધી સોનું ખાણમાંથી બહાર કાઢી સાફ કરાતું નથી ત્યાં સુધી તેની કિમ્મત અંકાતી નથી તદનુસાર જ્યાં સુધી તેઓ કોઇ પણ રસ્તે જાહેરમાં ઓળખાતા થાય નહિ ત્યાં સુધી વ્યર્થ. એવા કોઇ કુશળ પ્રયોગકર્તાના વાંચવામાં આ પુસ્તક આવે અને તેણે કરેલા

પ્રયોગો ઉત્તમ હોય તો જો તે પોતાના પ્રયોગો ટપાલ મારફત મને મોકલી આપશે તો કોઇ પણ રસ્તે તેને જાહેરમાં લાવવા હું પ્રયત્ન કરીશ.

કોઇ તવંગરની એ ફરજ છે કે આ વિદ્યાને લગતું એકાદ માસિક કાઢવું અને તેનું નામ 'મોહિનીવિદ્યા' રાખવું. આનો અધિપતિ કોઇ કુશળ મોહિનીવિદ્યા જાણુવાવાળાને બનાવવો. તેમાં પ્રાથમિક જ્ઞાનથી શરૂ-આત કરવી અને નવા તેમજ અનુભવી પ્રયોગકર્તાઓના પ્રયોગો દર માસે છાપવા. તે વિદ્યા વિષયકજ લેખો તે માસિકમાં આવવા જોઇએ. કોઇ વિષયાંતરવાળા લેખો તે માસિકમાં છપાવા જોઇએ નહિ. વળી આપણા માટે ક્ષેત્ર વિશાળ છે. જો કોઇ વખત આપણને અહીંના મોહિનીવિદ્યાજ્ઞાતાઓ પાસેથી લેખો ન મળે તો અંગ્રેજી સાહિત્ય આ વિદ્યા બાબતમાં પણ વિશાળ છે, જેમાંથી ભાષાંતર કરી શકાય. ગૂર્જરી ભાષામાં લખવાને અશક્ત એવો કોઈ આપણા દેશનો પ્રયોગકર્તા હોય તો તેની પાસે તેની માતૃભાષામાં લેખ લખાવી, ગુજરાતીમાં ભાષાંતર કરી આ માસિકમાં છાપવાની પદ્ધતિ રાખવી. જો કોઇ દ્રવ્યશાળીને આ વિદ્યાનો શોખ હોય અને આ વિદ્યાની પ્રગતિ થાય એવી ઉત્કટ ઇચ્છા હોય તો તે શેઠને હું સલાહ આપું છું કે ઉપરસૂચિત 'માસિક' સ્થાપી ચલાવવાની યોજના કરવી. એવા ઉદાર શેઠને 'માસિક' બાબત વધારે કંઇ જાણવાની ઇચ્છા હશે તો

પત્રદ્વારા મારા તરફથી વધારે જાણી શકશે. શું બધા તવંગરના હૃદયમાંનો દયાનો સ્રોત સુકાઇ ગયો છે? નહિ નહિ! ભારત માતાના પુત્રોમાં દયાની ખામી કદાપિ ન હોય. જરૂર કોઇ શેઠ બહાર આવી મારી વિનતિ સ્વીકારશે અને એવું 'માસિક' જ્યારે ચાલુ થશે ત્યારે હું તે 'માસિક'ની ઉન્નતિ માટે તન અને મનથી સહાય આપીશ કારણ કે હું આશાવાદી છું અને સૌને આશાવાદી થવા સલાહ આપું છું.

અન્તમાં જે કોઇ શખ્સને આ વિદ્યા બાબત કંઇ પણ જાણવાની ઇચ્છા થાય તો મને પત્ર લખવાથી તેની ઇચ્છા તૃપ્ત થશે. લખનારે માત્ર પ્રત્યુત્તર માટે સ્ટેમ્પ બીડવાની તસ્દી લેવી. કોઇ રોગ બાબત, કોઇને આ વિદ્યાનો અભ્યાસ કરવા બાબત કોઇને પ્રયોગ જોવાની બાબત, વિગેરે, જેને જે કામ હોય તે સ્પષ્ટ અક્ષરે પત્રમાં લખી જણાવવું, જેનો યોગ્ય ઉત્તર તે સાથે બીડેલા સ્ટેમ્પનો ઉપયોગ કરી આપવામાં આવશે. બીજું વાંચકોને જણાવવાની હું રજા લઉં છું કે તમારી ખાનગી બાબતો ખાનગીજ રહેશે. કારણ કે તમારો પત્ર અન્ય કોઇ ફોડનાર નથી. વાંચકોની સર્વ શંકાઓનું નિવારણ કરવા યથાશકિત હું બંધાયેલો છું. છેવટે પરમાત્માને મારી એવી અરજ છે કે આ પુસ્તક વાંચનારા આ ગૂઢ વિદ્યા શીખી લોકોનું ભલું કરતા થાય અને ભારતવર્ષમા સર્વત્ર સુખ પ્રવર્તી રહે. ॐ शान्ति.

સમાપ્ત.

# પરિશિષ્ટ.



ગત યુરોપીય વિગ્રહમાં કેટલાક સૈનિકોને એવા દરદો લાગુ પડી ગયા હતા કે દવાથી બીલકુલ સાજા થઇ શકયા ન્હોતા. આથી 'મોહિનીવિદ્યા'થી એ દરદોની સારવાર અજમાવવામાં આવી, જેનું પરિણામ ઘણું અદ્દભૂત આવ્યું છે, જે જાણવાજોગ હોઇ નીચે આપવામાં આવે છે:—

"તોપના ગોળાના ભડાકા અને એવા બીજા લડાયક અકસ્માત્‌થી સૈનિકોના મગજ ઉપર ઘર કરી બેઠેલી શૂન્યતા" અને 'હીપ્નોટીઝમ' એ વિષય ઉપર 'બ્રીટીશ એસોશીએશન'માં ભાષણ આપતાં, ડૉ. ડબલ્યુ. બ્રાઉને કેટલાક નોંધવાજોગ ઈલાજો વર્ણવ્યા છે જે ફ્રાન્સમાં 'મોહિનીવિદ્યા'ની મદદથી અજમાવવામાં આવ્યા હતા. ગોળાના ફાટી ઉડવાથી ઘણા સિપાહીયો મોહિનીમુગ્ધ થઇ ગયા હતા અને ડૉ. બ્રાઉનને માલુમ પડયું કે તેઓને પુનઃ મોહિનીમુગ્ધ કર્યાં પછી, મોહિનીનિદ્રાવસ્થામાં સૂચનો આપવામાં આવ્યાં, જે સફળ નિવડયાં હતાં. બધા દરદીયો સ્મરણશકિત ખોઇ બેઠા હતા, જેમાંના ૫૦-૬૦ ટકાની તો ભયંકર સ્થિતિ હતી. તેણે તેઓની સ્મરણશકિત

પાછી લાવવાને ' હીપ્નોટીઝમ 'નો ઉપયોગ કર્યો અને પછી સૂચનો આપવા માંડયાં. દરદીયોના દરદની સામાન્ય નિશાની મૂગાપણું હતું. બધા દરદીયો બોલી શકતા ન્હોતા. ૧૬ માસમાં તેનો પાસે ૧૨૧ દરદીયો આવ્યા અને પ્રત્યેક દ્રષ્ટાંતમાં તેને માલુમ પડયું કે દરદીને મુગ્ધ કર્યા પછી અને તે પાછો પહેલાં જેવો હતો તેવો થઇ જશે ' એવું સૂચન આપ્યા પછી, ( પણ તેના મૂગાપણા વિષે કંઇ પણ બોલ્યા વગર) દરદી પાછો બોલતો થઇ જતો. એકજ સાંજે હોસ્પીટલમાં પાંચ કેસ આવ્યા, જે ડાૅ. બ્રાઉને સાજા કર્યા હતા. પ્રત્યેક દરદીના કપાળ ઉપર તેણે હાથ મૂકયો કે દરદી બોલતો થઇ ગયો. કેટલીક વખત એ રોગ ' સૂચનથી નષ્ટ ન્હોતો થતો પરંતુ દટાઇ ગયેલી લાગણીયોને જગાડવાથી રોગ મટી જતો. ગેલીપોલી ખાતે એક આદમી બ્હેરો તથા મૂગો થઇ ગયો હતો. તેણે સ્મરણ-શકિત એટલી હદ સુધી ગુમાવી હતી કે તેના જીવનમાં શું શું બન્યું હતું તે સઘળું તે બીલકુલ સંભારી શકતો ન્હોતો. આ માણસને " મોહિનાવિદ્યા " લાગુ પાડવામાં આવી અને થોડોક વખત તો કંઇ પણ અસર જણાઇ નહિ; પરંતુ જ્યારે તે પથારીમાં આળોટીને ઉભો થયો ત્યારે તેને માલુમ પડયું કે તે બોલી તેમજ સાંભળી શકતો હતો. બીજો એક ઉદાહરણ એવો બન્યો કે એક શિક્ષિત ઇજનેર, જે બૉમ્બના

ધડાકાથી અચેત થઇ ગયો હતો, તે જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેને ખબર પડી કે પ્રત્યેક વસ્તુ ગોળ-ગોળ ફરતી હતી. બાળપણુમાં આ માણુસે આવી દશા અનુભવી હતી. તેને પણુ મુગ્ધ કરી સૂચનો આપવામાં આવ્યા અને તે સાજો થઇ ગયો. એક તોપચીનો ઘણો નવાઇ જેવો દાખલો છે. તેનો જમણો હાથ બે વર્ષથી ધ્રુજ્યાજ કરતો અને સાથે સાથે તેની સ્મરણુ-શકિત પણુ ગૂમ થઇ હતી. આ શખ્સને (મુગ્ધ કરવામાં) મોહિનીનિદ્રામાં નાખવામાં આવ્યો અને ચેપર ખાતે (તેની જન્મભૂમિ) તે જેવી જીંદગી ભોગવતો તેવી જીંદગી તે પુનઃ ભોગવવા લાગશે' એવું સૂચન આપ-વામાં આવ્યું. જ્યારે તે મોહિનીનિદ્રામાંથી જાગ્યો ત્યારે તેણે જોયું તો તેનો હાથ ધ્રૂજતો બંધ થઇ ગયો હતો અને તે આશ્ચર્યપૂર્વક બોલી ઉઠયો, "હું સાજો થઈ ગયો છું." બીજેજ દિવસે, હાથની ધ્રૂજારીના અક-સ્માત્ પછી પહેલીજ વખત તેણે એક સાધારણુ અસ્ત-રાથી જાતે હજામત કરી. ડૉ. બ્રાઉને કહ્યું કે 'હીપ્નો-ટીઝમ' માનસિક વ્યવસ્થા જાળવવાનો સહેલી રીત છે માણુસ પોતાના મનસામ્રાજ્યમાં ઉદ્‌ભવતી ચિત્રવિચિત્ર કલ્પનાઓને જ્યારે વાણીદ્વારા બહાર કાઢે છે ત્યારેજ શાન્તિ અનુભવી શકે છે. ઉપલા દરદીઓને અન્ય કોઇ પદ્ધતિ આવશ્યકીય ન્હોતી. બને ત્યાં સુધી સાદી ઉંઘજ તેઓના રોગ મટાડી શકે. પ્રત્યેક બાબતમાં

મનની ચિકીત્સા કરવી જોઇએ અને એક મોહિનીવિદ્યાવાદી વૈદ્યે એકજ શખ્સને વારંવાર મુગ્ધ કરવા માટે સાવચેતી રાખવી જોઇએ કારણ કે આથી એક તરફી અસર ઉદ્ભવે છે." ('Pioneer' માંથી ઉધ્ધૃત.)

ઉપલા લખાણ પરથી વાંચકો સમજી શકશે કે 'મોહિનીવિદ્યા' કેટલી હદ સુધી મહત્વની અને લોકોપયોગી વિદ્યા છે. પરોપકારાર્થે જો એ વિદ્યાનું સંપૂર્ણ એટલે પ્રાપ્ત છે તેટલું-જ્ઞાન મેળવવામાં આવે તો લોકસેવા કેટલી થાય? અસ્તુ.



આ પુસ્તક મુંબઇ નં. ૯૩ ચીંચપોકલી પરેલ રોડ પર લેડી નોર્થકોટ હિન્દુ ઓર્ફનેજ કે. એન. સેકર પ્રેસમાં જાદવજી પિતાંબર ઠક્કરે છાપ્યું છે અને ડી. લખમીદાસની કુંપનીએ ૭૯, પારસી બજાર સ્ટ્રીટમાંથી પ્રસિદ્ધ કર્યું છે.